


ગરો સમાજના સાંસ્કૃતિક દસ્તાવેજના

વારસાને પેઢી દર પેઢી સતત આગળ લઈ

ચાલનાર સમાજને અર્પણ...




# પ્રસ્તાવના

ગુરુ બ્રાહ્મણ સમાજ (ગરો સમાજ) વિશેની આ પુસ્તિકાના પ્રકાશનથી આ સમાજનો પરિચય સમગ્ર સમાજને થશે. પુસ્તિકામાં આ સમાજ વિશેની વાતોને, વિગતોને, ગાગરમાં સાગરની રીતે સમાવવાનો પ્રયત્ન કર્યો છે. છતાં આટલા મોટા દેશમાં વ્યાપેલો આ સમાજ પ્રાદેશિક ભિન્નતાઓ ધરાવે, એ સ્વાભાવિક બાબત છે. વળી કોઈ પણ સમાજ જે તે પ્રદેશની કુદરતી ઉપલબ્ધિઓ, પારંપરિક સાંસ્કૃતિક, સામાજિક જીવન પદ્ધતિઓના સંદર્ભમાં જીવતો, જાગતો ઉછરતો હોય છે તેથી તે સમાજની વિવિધ રંગી શતદલ પાંખડીઓ તો રહેવાની જ. ક્યાંક આ સમાજ અસ્પૃશ્ય, ક્યાંક અલ્પાધિક રીતે અસ્પૃશ્ય તો ક્યાંક અસ્પૃશ્ય ન હોય એ રીતે પણ જીવતો આવ્યો છે. છતાંયે આ સમાજનો અન્ય અસ્પૃશ્ય સમાજ સાથેનો અનુબંધ હંમેશા રહ્યો છે. આ સમાજ વિશે થોડી ઘણી દંતકથાઓ (એની ઉત્પત્તિ વિશે) પણ પ્રચલિત થયેલી છે. પણ એ બધી દંતકથાઓનો સાર તો એટલો જ નીકળે છે કે આ સમાજનો મૂળ પુરૂષ તો બ્રાહ્મણ જ હતો.

રાખી છે. મુખ્યત્વે અનુભવને જ સંદર્ભ સ્ત્રોત ગણ્યો હોઈ એમાં સામગ્રીમાં કશી ખોટ વર્તાઈ પણ હોય. માછલી માટે પાણી એટલે શું એ સમજાવવું બહુ અઘરું નથી. કેટલીક વ્યક્તિઓ સાથે વાતચીત કરી કેટલુંક જાણવા મેળવવા મેં પ્રયત્ન પણ કર્યો છે અને મળ્યું પણ છે. એવી આદરણીય વ્યક્તિઓનો આભાર માનું છું. સમય બદલાતો રહેતો હોય છે એટલે એના રંગરોગાન પણ બદલાતા રહે છે. વખતો વખત સમાજજીવનમાંની ઝાંય બદલાતી જ રહેવાની, ધૂપછાંવ જેવું પણ બનવાનું કશું ચોક્કસ સ્થિર અને એકધાર્યુ ન પણ રહે. તેથી આ પુસ્તિકામાં ઉલ્લેખાયેલી વિગતોમાં કાળક્રમે ફેરફાર આવ્યો હોય એમ બને. ભાષાના ડિરેકટર અને મારા મિત્ર પ્રો. કાનજી પટેલે મારામાં વિશ્વાસ મૂકી મને આ કામ સોંપ્યું તે બદલ એમનો આભાર માનવાનું મન થાય પણ, આભાર માનવામાં વ્યવહાર બુદ્ધિનું વજન વધી જાય તે મને અને એમને ગમશે નહીં. અન્ય મિત્રોએ પણ પ્રત્યક્ષ-પરોક્ષ રીતે સહાય કરી છે તેમને સ્મરું છું.

આવી પુસ્તિકાઓ કેવળ દસ્તાવેજી સામગ્રી બની પડી રહે એ કરતાં એમાંની સામગ્રીનો આધાર

## સમાજનું નામ

પૂજાપાઠ, હોમ-હવનાદિ કર્મકાંડ કરાવનાર અને જયોતિષ જોનારા આ જ્ઞાતિના લોકોને અર્થાત્ આ સમાજને આસપાસના લોકો 'ગરોડા' તરીકે ઓળખે છે. સૌરાષ્ટ્રમાં 'ઢગરોડા' તરીકે પણ આ જ્ઞાતિ ઓળખાય છે. કેટલીક જગાએ 'ઢેડ ગોર' તરીકે પણ ઓળખે છે. સાબરકાંઠા જેવા જિલ્લાઓમાં સવર્ણ લોકો પણ ગરો કે ગરોડા ન કહેતાં 'પંડ્યા' જ કહે છે અને એમના રહેઠાણને 'પંડયા' વાસ તરીકે ઓળખે છે. કેટલાક લોકો દલિતોના બ્રાહ્મણ તરીકે પણ આ સમાજને ઓળખાવે છે. ગરો સમાજમાં જ પોતાના જમાઈને ગરો કહેવાની જૂની પરંપરા હજુયે કયાંક કયાંક છે. હવે કેટલાક 'પંડ્યો' આવ્યા છે એવું જમાઈ વિશે કહેતા થયા છે. તો આ જ સમાજના પુરુષો વાતચિત દરમિયાન એકબીજાને 'પંડયા'થી સંબોધે છે. આમ સંબોધવામાં જ્ઞાતિ ગૌરવ પ્રગટ થતું જણાય છે. પરંતુ આ સમાજ 'ગુરુ બ્રાહ્મણ' તરીકે જાણીતો થયો છે.

## ભૌગોલિક વિસ્તાર

મોટેભાગે આ સમાજના લોકો અન્ય દલિત જ્ઞાતિઓની જેમ જ ગામને છેવાડે જ રહેતા હોય છે, મુખ્ય કારણ એ છે કે, આ સમાજના યજમાનો પણ ત્યાં જ રહેતા હોય છે. જયોતિષ, કર્મકાંડ અને યજમાનવૃત્તિ પર નભતા આ સમાજને યજમાનોના રહેઠાણ પાસે જ રહેવું પડે ને ? વણકર-ચમાર આદિ આ સમાજના યજમાનો હોઈ એમની આજીવિકા આ જ્ઞાતિઓ પર જ ચાલતી હોય છે. તેથી સ્વાભાવિક

છે કે પોતાના વ્યવસાયના ક્ષેત્રની નજીક જ આ સમાજને રહેવું પડે. પરંપરાથી આ સમાજના કુટુંબો મોટેભાગે ઓસરીવાળા અને મધ્યખંડવાળા માટીના ઘરોમાં જ રહેતા હોય છે. આવા રહેઠાણના પાછલા ભાગમાં નાવણિયું હોય, જે મોટેભાગે વાડામાં જ આવેલું હોય. મધ્યખંડના પાછળના ભાગે એક રસોડું હોય, જેમાં ચૂલાઓ (મોટેભાગે બે) હોય અને ભીંતની નજીકના આ ચૂલાઓને બેટ હોય. જો કે રહેઠાણની આ રીત-ગોઠવણી નજીકના ભૂતકાળની બની ગઈ છે. આજે મકાન ભલે માટીનું હોય પણ નવા જમાનાની હવાએ એમાં પ્રવેશ કર્યો છે. કેરોસીનથી ચાલતા સ્ટવ અને કયાંક ગેસઆધારિત ચૂલા 'રાંધણિયા'માં આવી ગયા છે. આજેય કયાંક અનાજ ભરવાની માટીની કોઠીઓ અસ્તિત્વ ધરાવે છે. આ કોઠીઓ માણસની સામાન્ય લંબાઈ જેટલી ઊંચી, ગોળાકાર હોય, ઉપર માટીની જ ગારથી બનાવેલા ઢાંકણો હોય અને નીચેના ભાગે અનાજ કાઢવા માટે છ ઈંચ જેટલું ગોળાકાર બાકોરું હોય છે. જો કે હવે અનાજ ભરવાના ધાતુના ગોળ-ચોરસ પીપો કે કોઠીઓ વપરાશમાં છે. ઘરમાંથી એટલે કે ઘરના મધ્યખંડમાંથી 'વળગણી' આજે નીકળી ગઈ છે. આ વળગણી કપડાં લટકાવવા માટેના ઉપયોગમાં આવતી હતી. હવે તો ગાદલાં-ગોદડાં મૂકવાનાં ડામચિયાં નામશેષ થઈ ગયાં છે ને પાકાં મકાનોમાં ગાદલાં મૂકવાનાં કબાટો આવી ગયા છે. પહેલાં ઓસરીમાં અનાજ છડવાના ખાંડણિયા હતા તે પણ ભૂતકાળ બની ગયા છે. સાંબેલાઓ કે જે અનાજ છડવા-ખાંડવા વપરાતા હતા એ ભૂતકાળની નિશાનીરૂપે કયાંક છે પણ વણવપરાશવાળાં બનીને. આ સમાજની વસતી જયાં વધુ હોય તેવા ગામોમાં સળંગ બે હારોવાળું ફળિયું હોય છે. હારબંધ મકાનોની ઓસરીઓ પણ ખુલ્લી હારબંધ હોય. આવી ખુલ્લી ઓસરીઓ (પડસાળો) સામાજિક પ્રસંગોમાં મહેમાનોની

બેઠકો-પંગતો માટે ખાસી ઉપયોગી થતી. હારબંધ મકાનો પાકાં થતાં ઓસરીઓ પાકી તો થઈ છે પણ દીવાલો આવી જતાં આ ઓસરીઓ ઘરઘરની થઈ ગઈ ને રહી છે. જેથી બાથરૂમ-સંડાસની સગવડો પણ હવે ઊભી થઈ છે જેથી 'ઝાડે ફરવા જવું' જેવાં રૂઢ પ્રયોગો પણ ભૂતકાળ બની ગયા છે. પાણી માટે કુવાઓ કામમાં આવતા હતા તેની જગ્યા 'નળો' એ લીધી છે. ફળિયાઓમાં કયાંક રસ્તાઓ પાકા થયા છે તો કયાંક થવા જઈ રહ્યા છે. આ સમાજના ફળિયાની આજુબાજુ કાંટિયા વર્ણના લોકોના રહેઠાણો હોય છે, તો કયાંક તો ગરીબ મુસ્લિમોના છૂટાછવાયાં રહેઠાણો આવેલા હોય છે. હવે તો ગાય રાખવાની જરૂરિયાતવાળો શોખ નામશેષ થઈ ગયો છે, જો કે ફળિયામાં 'ગાય' કો'ક, કો'કને ઘરે જ રખાતી, પણ હવે એય ભૂતકાળ બની ગયો છે. લગવાનું દૂધ લેવા જવું કે લગવાનું દૂધ આપવાવાળો આવે એવું હજુ ટકયું છે, 'ડેરી'ના કારણે ગામડાઓમાં તો 'ડેરી' જ દૂધનું કેન્દ્ર બની ગયું છે. મોટા ગામોમાં, શહેરોમાં તો 'ડેરી'ના દૂધની થેલીઓનું ચલણ થઈ ગયું છે. જો કે હજુ દૂધની દુકાનો છૂટક દૂધ-છાસ ખરીદવા માટે ઉપયોગમાં આવે છે. પહેલાં જરૂર પડ્યે છૂટક દૂધ દિવસમાં બે ત્રણ વાર લાવવાની પ્રથા હતી. હવે સવારે કે સાંજે સામટું દૂધ રાખવાની ટેવ વિકસી છે એનું કારણ કો'ક ઘરોમાં ફ્રીજનો ઉપયોગ શરૂ થયો છે.

**સૃષ્ટિસર્જનની કલ્પના**

આ સમાજની સૃષ્ટિ સર્જન વિશેની કોઈ આગવી અલાયદી માન્યતા નથી. બ્રહ્માએ આ સૃષ્ટિનું સર્જન કર્યું છે એવી સનાતન ધર્મની વ્યાપક માન્યતા સાથે જ આ સમાજ સહમત છે. શેષશાયી આદિ નારાયણની

નાભિમાંથી ઉપજેલા કમળમાંથી બ્રહ્માજી પ્રગટ્યા અને તેમણે આ સૃષ્ટિનું સર્જન કર્યું છે, એ વાતમાં પણ મોટાભાગનો સમાજ વિશ્વાસ ધરાવે છે. સ્વર્ગ અને નરકની વાતોમાં પણ મોટાભાગનો સમાજ વિશ્વાસ ધરાવે છે. સૃષ્ટિનું સર્જન બ્રહ્માએ કર્યું, તો પોષણ વિષ્ણુ ભગવાન કરે છે અને સૃષ્ટિના લયકર્તા ભગવાન શિવજી છે એવી સર્વસામાન્ય વ્યાપક માન્યતા આ સમાજની છે. ચૌદ લોક, આકાશ, સ્વર્ગ, પાતાળ, ભૂતયોનિ વગેરે વાતોનો મોટાભાગે નકાર નથી. આજે સમાજનાં ભણેલા વર્ગમાંથી કેટલાક ભૂત-પીશાચ-ડાકણ વગેરેમાં માનતા નથી. સૃષ્ટિનું સર્જન ભગવાનની ઈચ્છાથી થયું અને એનો નાશ પણ ભગવાનની ઈચ્છાથી થશે એવી માન્યતા આ સમાજમાં પણ પ્રચલિત છે. પણ આ સમાજના લોકો વિસ્તાર પ્રમાણે જુદા જુદા સંપ્રદાયોમાં માનતા હોઈ, એ સંપ્રદાયની સાંપ્રદાયિક માન્યતાઓ પ્રમાણે એમના ખ્યાલો થોડા બદલાતા હોય છે, બાકી તો સર્વસ્વીકૃત માન્યતા જ ચલણી છે.

**સમાજનો પોતાના ખ્યાલનો ઈતિહાસ**

ભારતમાંની જ્ઞાતિપ્રથાનો ઉદ્ભવ કાળક્રમે વર્ણાશ્રમ વ્યવસ્થામાંથી થયો છે. પ્રારંભિક વર્ણાશ્રમ વ્યવસ્થામાં છુઆછૂતના ભેદ ન હતા. પછી કર્મભેદ ઊભો થતાં, આ કામ ઉચ્ચ અને આ કામ હલકું એવી માન્યતા જન્મતાં, અમુક કામ કરનાર વર્ગ ઊંચો અને અમુક કામ કરનાર વર્ગ હલકો એવા ભેદો દૃઢ થતા ગયા. ભારતમાંના એવા જ એક હલકા વર્ગમાંની એક ગણાતિ જ્ઞાતિ તે ગરો. ગરો વિશે વાત કરતાં પહેલાં થોડી સ્પષ્ટતા માટે પણ કહેવું જોઈએ કે વર્તમાન ભારતમાં અછૂત, થોડા બહોળા અર્થમાં પછાત ગણાતા

વર્ણના લોકો બિનપછાત ગણાતી જ્ઞાતિઓમાંની ઊંચી જ્ઞાતિઓના માણસો માટે સર્વણ એવી સંજ્ઞા પ્રયોજે છે. સ-વર્ણ એટલે જે પેલા ચાર વર્ણોમાં આવે છે તે બધા અને એ વર્ણોમાં સમાવિષ્ટ ન હોય તે અવર્ણ. જોકે પંચમ વર્ણના ઉલ્લેખો પણ મળે છે. ભગવદ્ગોમંડળ ભાગ-૩ના પૃ. ૨૭૫૨ પર 'ગરો' શબ્દનો અર્થ ગરોડો-ઢેઢનો ગોર આપ્યો છે, તો 'ગરોડો' માટે પણ ઢેઢનો ગોર એવો અર્થ આપ્યો છે. 'બૃહદ્ ગુજરાતી કોશ' ના પૃ. ૬૭૧ પર ગરૂ (-રો) ડો-નો અર્થ અંત્યજ ગણાતા વર્ણનો બ્રાહ્મણ ગોર એવી બ્રાહ્મણજ્ઞાતિનો પુરુષ આપ્યો છે. એથી આ કોશ પ્રમાણે ગરો -જ્ઞાતિજનો પોતાની જ્ઞાતિ માટે 'ગુરુ-બ્રાહ્મણ' એવો શબ્દ ઉપયોગમાં લે છે. બંધારણમાં અનુસૂચિત જાતિઓમાં ગરો જ્ઞાતિનો સમાવેશ થયો છે અને અનુસૂચિત જાતિઓને બંધારણ પ્રમાણેના વિશેષ હક્કો લાભો મળે છે તે ગરો જ્ઞાતિને પણ મળે છે. પરંતુ આવા લાભો મેળવવા ગરોજનોએ જ્ઞાતિના કોલમમાં ગરો અથવા ગરોડા લખાવવું ફરજિયાત છે, જો એમ ન કરતાં તેઓ જ્ઞાતિના કોલમમાં 'ગુરૂ બ્રાહ્મણ' એમ લખાવે તો એમને પેલા લાભો મળવામાં મુશ્કેલી થાય છે. હાલ ગુજરાતમાં ગરો જ્ઞાતિને અતિ પછાત જાતિઓમાંની એક ગણવામાં આવે છે, તેથી આ જ્ઞાતિને અનુસૂચિત જાતિની અન્ય જ્ઞાતિઓ કરતાં થોડા વધુ લાભ મળે છે. (જો કે એનો લાભ આ જ્ઞાતિના કેટલા ટકા લોકો લે છે એ મોટો પ્રશ્ન છે). આ 'ગુરુ-બ્રાહ્મણ'માં બે શબ્દો છે એક ગુરુ અને બીજો બ્રાહ્મણ. 'ગુરુ' શબ્દના કોશગત અર્થો છે-ધર્મોપદેશ આપનાર, કર્મકાંડ કરાવનાર બ્રાહ્મણ, પુરોહિત, શુક્લ, ગોર. આ જોતાં પોતાની જ્ઞાતિને ગુરુબ્રાહ્મણ કહેવડાવનાર આ જ્ઞાતિજનોએ તેઓ જે કામ કરે છે એ સંદર્ભે આ સંજ્ઞા બરાબર જ યોજી છે એમ કહેવાય. ગરો જ્ઞાતિના લોકો પછાત ગણાતી વણકર, ચમાર, તીરગરાદિ

જ્ઞાતિઓનાં કર્મકાંડ કરે છે, પુરોહિત, ગોર આદિનું કાર્ય પણ કરે છે. જો કોઈ ગરોજનને વ્યાપક સમાજનો કોઈ માણસ એની જ્ઞાતિ વિશે પૂછે અને ગરોજન પોતાની જ્ઞાતિ તરીકે 'ગુરુ બ્રાહ્મણ' સંજ્ઞા યોજે તો પેલાને ખબર નથી પડતી અને એ વળી કઈ જ્ઞાતિ? એમ વિચારતા થાય છે. અરે, વ્યાપક સમાજના કેટલાક તો 'ગરો' જ્ઞાતિ વિશેય અજાણ હોય છે. એથી એવું સાધારણ તારણ કાઢી શકાય કે આ જ્ઞાતિની સંખ્યા પ્રમાણમાં ઓછી છે એટલે કે ઘણી ઓછી છે. ગુજરાતમાં ગણ્યાંગાંઠ્યાં ગામડાંઓમાં આ જ્ઞાતિના લોકો વણકર, ચમાર આદિ જ્ઞાતિ સાથે નિવાસ કરે છે. એક ઉદાહરણથી જોઈએ તો અખંડ પંચમહાલ (દાહોદ જિલ્લો, મહિસાગર જિલ્લો) જિલ્લામાં જ ગોધરા, લુણાવાડા, લીમડી, કાલોલ, ઝાલોદ જેવા ગામોમાં જેટલી વસતિ છે એના પાંચ ટકા વસતિ જંત્રાલ, સાંઢાસાલ, દાહોદ, લીમડિયા, સંતરામપુર જેવાં ગામોમાં છે. આ ગણાવ્યા એ સિવાય બીજા બધા જ ગામોમાં ગરો જ્ઞાતિનો નિવાસ નથી. છેને આશ્ચર્ય ? આ પરથી ગુજરાત રાજ્યના અન્ય જિલ્લાઓ વિશે અનુમાન કરી શકાય. ગુજરાતમાં આ જ્ઞાતિઓમાં જે પ્રચલિત અટકો છે તે આ મુજબ છે. શ્રીમાળી, પુરાણી, ગાંધી, પંડ્યા, ધામેલ, જોષી, દામોદરા, રત્નોત્તર, ગરવા, દવે, ગોહિલ, વ્યાસ, ખડાયતા વગેરે. આમાંની મોટા ભાગની અટકો બ્રાહ્મણની છે. વળી એ પરંપરાથી જ ચાલી આવતી અટકો છે જે દર્શાવે છે આ જ્ઞાતિ પરંપરાથી જ બ્રાહ્મણનું કાર્ય કરે છે. કેટલીક વાર ઊંચી ગણાતી જ્ઞાતિઓ આ જાતિના લોકોની આવી અટકો સાંભળીને નાકનું ટેરવું ચડાવે છે અને જ્ઞાતિ છૂપાવવા માટે આવી અટકો જાણે કે રાખી લીધી છે એમ માને છે. વાસ્તવમાં આ વાત તદ્દન ખોટી છે. ગુજરાતના પડોશી રાજ્યોમાં પણ આ જ્ઞાતિની અટકો લગભગ આવી છે. રાજસ્થાનમાં ગર્ગ અટક પણ આ જ્ઞાતિ

માટે વપરાય છે. જો કે જેમ ગુજરાતમાં આ જ્ઞાતિના લોકો ગામ છેવાડે વણકર આદિ જ્ઞાતિઓની સાથે સહનિવાસ કરે છે તેમ રાજસ્થાનમાં લગભગ એવું નથી. આ રાજ્યોમાં આ જ્ઞાતિના લોકો ગામની વચ્ચે પણ રહેતા જોવા મળે છે.

આ જ્ઞાતિના લોકો પોતાને ગર્ગાચાર્યના વંશજો માને છે. શુક્રાચાર્ય અને ગર્ગાચાર્ય બે ભાઈઓ હતા અને ગર્ગાચાર્ય ગરો સમાજના પૂર્વજ તરીકે પૂજાય છે.

જો ગર્ગ, ગર્ગાચાર્ય જોડે આ જ્ઞાતિનું અનુસંધાન જણાતું હોય અથવા આ જ્ઞાતિના લોકો એમ માનતા હોય અથવા હોય તો ગુજરાતી વિશ્વકોશ ભાગ - ૬માં નજર કરી લઈ ગર્ગ, ગર્ગાચાર્ય વિશે જે માહિતી હોય તે જોઈ લેવી જોઈએ. ગર્ગ નામે ઓછામાં ઓછી ત્રણ વિખ્યાત વ્યકિતઓનો ઉલ્લેખ પ્રાચીન સાહિત્યમાં મળે છે. ગર્ગ એક જયોતિષી હતો. એ નામનો એક મુનિ પણ થઈ ગયો. એક પૌરાણિક ઋષિ પણ ગર્ગ હતો. બ્રહ્મા એ નામનો માનસ પુત્ર પણ.... યાદવોનો પુરોહિત, વૃષ્ણકુળના ગુરુ ગર્ગાચાર્ય, શ્રીકૃષ્ણને જીડાદિકેશવપન આદિ સંસ્કાર કરાવનાર બ્રાહ્મણ -એમણે એક ‘ગર્ગસંહિતા’ નામે પુસ્તક રચ્યું છે. અહી એક એવો ઉલ્લેખ પણ છે. આ બ્રાહ્મણથી શૂદ્ર અને હલાલખોર જાતિની ઉત્પતિ થઈ છે. વૈદિક કાળના ગર્ગ, ઋષિગર્ગ અને મહાભારત કાળના ગર્ગ જો કે આ ત્રણેય વિશે ઉલ્લેખ છે કે આ બધા જ જયોતિશાસ્ત્રના જ્ઞાતા, પ્રખર જાણકાર હતા. ગર્ગ સંહિતા-ગર્ગપુરાણ જેવા ગ્રન્થો મળે છે. જેમાં ચોસઠ અંગવાળા જયોતિષશાસ્ત્રનો ઉલ્લેખ છે. ગ્રહ, નક્ષત્ર, ભૂકંપ, સૂર્યોદયાસ્ત, ઉત્કાપન આદિનું જ્ઞાન ધરાવતા

ગર્ગ મહાન જયોતિષવિદ્ હતા. આ રીતે જોતાં પોતાને ગર્ગ-ગર્ગાચાર્યના વંશજો ગણાવતા ગરો જ્ઞાતિના લોકો પણ પરંપરાથી જયોતિષવિદો જ છે. આ 'જયોતિષશાસ્ત્ર' આ જ્ઞાતિના લોકોને ગર્ગાચાર્યના વંશજ તરીકે ઠેરવે છે એમ માનવું કંઈ ખોટુ જણાતુ નથી.

**જન્મવિધિ**

ગરોસમાજમાં પોતાના કુટુમ્બમાં બાળકોનો જન્મ થાય એનો આનંદ કંઈક જુદો જ છે. જો કે ભારતીય પરંપરામાં પુત્રજન્મનો વિશેષ આનંદ હોય છે એ જાણીતી વાત છે. એમ આ સમાજમાં પણ પુત્ર જન્મનો આનંદ હોય છે, જો કે પુત્રીના જન્મ અંગે કાયમ ખેદ વ્યકત થતો હોય છે એવું પણ નથી. બાળક પુત્ર હોય કે પુત્રી એના જન્મના છઠ્ઠા દિવસે છઠ્ઠી પૂજવાનો રિવાજ છે. આ પૂજા મોટાભાગે ઘરની સ્ત્રીઓ જ કરતી હોય છે. આ પૂજા રાત્રે દસ વાગ્યાની આસપાસના સમયમાં કરવામાં આવે છે. આ પૂજામાં કંકુમાં પલાળેલા સૂતરને પ્રસૂતાના ખાટલાના ચારે પાયાને આવરી લઈને વીંટવામાં આવે છે. તથા નવજાતના હાથે-કાંડા પર આ કંકુવાળા સૂતરને બાંધવામાં આવે છે તેમજ કમર પર આ સૂતરનો દોરો બાંધવામાં આવે છે. સૂપડામાં થોડા ચોખા, કંકુ, પ્રગટાવેલો ઘીનો દીવો અને સફેદ કોરો કાગળ તથા લાલ શાહીવાળી પેન મૂકવામાં આવે છે જે પ્રસૂતાના ખાટલાની નીચે મૂકવામાં આવે છે. ઘીનો પ્રગટેલો દીવો લાંબા સમય સુધી પ્રગટેલો રહે એ પ્રમાણે એમાં ઘી પૂરવામાં આવ્યું હોય છે. દીવા દ્વારા થતી આ પૂજામાં સ્ત્રીઓ વિધાતા દેવની સ્તુતિ કરે છે. વિધાતા રાત્રે આવી જન્મેલ બાળકના જીવનના, નસીબના સારા લેખ લખે એવી

પ્રાર્થના કરે છે. એ સમયે સ્ત્રીઓ પોતાના ઈષ્ટદેવનું પણ સ્મરણ કરે છે. એક કોરા કાગળમાં પલાળેલા કુંકુમાં બાળકના બંને પગ ઝબોળી એની પગલીઓ પાડે છે. એ પગલીઓવાળા કાગળને લાંબા સમય સુધી સાચવવામાં આવે છે. જેમાં બાળકોના જીવન માટે સારા લેખ વિધાતા લખે એવી મનોકામના વ્યકત થતી હોય છે. જન્મ પછી છઠ્ઠી પૂજવાની વિધિ બાદ બાળકનું નામ પાડવાની પ્રથા આ સમાજમાં છે. મૂળભૂત રીતે આ સમાજના લોકો જયોતીષવિદ્ હોઈ નામ જોવાનું, નામ પાડવાનું કામ પોતે જ કરતા હોય છે. નામકરણવિધિને 'નામ જોવું' એ રીતે ઓળખવામાં આવે છે. આ નામકરણવિધિ વખતે ફળિયામાં રહેતા પોતાના સમાજના પુરુષોને એકઠા કરવામાં આવે છે અને જેને પંચાંગ સારું જોતા આવડતું હોય એવા કોઈ પુરુષને પંચાંગ જોઈ નામ જોવાનું કામ સોંપવામાં આવે છે. મોટેભાગે બધા જ પુરુષોને પંચાંગ જોતાં આવડતું હોવા છતાં કોઈ ચોક્કસ વ્યકિતને જ પંચાંગ જોવા આપવામાં આવે છે. નામ જોવાના વિધિ વખતે પુરુષો પડસાળમાં ઢાળેલા ખાટલાઓ પર, બાંકડા પર કે ખુરશી પર બેસતા હોય છે. માનને ખાતર આવેલ બધા પાસે પંચાંગ ફેરવવાનો ચાલ પણ જાળવવામાં આવે છે. પંચાંગ જોનાર ગ્રહ, ચંદ્ર, નક્ષત્ર, રાશી (બાળકના જન્મ વખતની) વગેરે જોઈ બાળક આ રાશીમાં કે તે રાશીમાં આવ્યું એવું જાહેર કરે છે. જો ગ્રહદશા લઈને અવતર્યો હોય કે પનોતીવાળી રાશીમાં જન્મ્યો હોય તો ૨૭ દિવસે બાળકના વજન જેટલા ઘઉં, ગોળ, તોલી બાળકની ફોઈ હોય તો તેને કે ઘરના જમાઈ હોય તેને તે આપી દેવામાં આવે છે. એટલું જ નહીં નામ જોવાના વિધિ વખતે જે ઘેર બાળક જન્મ્યું હોય એ ઘરના મોભી થોડા પૈસા કાઢી આવેલ અન્ય પુરુષોને એનો 'વેત' પાડી આપવાનું કહે છે. અર્થાત્ ચાર આના, આઠ આના કે રૂપિયો, બે રૂપિયા કે પાંચ રૂપિયા

એ કુટુંબને લાગતી વળગતી કુંવાસીઓ કે કુંવારીઓને વહેંચી દેવામાં આવે છે. કુંવાસી એટલે એ કુટુંમ્બની પરણેલી દીકરીઓ. એક સમયે ગામડાઓમાં ઘરે પ્રસૂતિ કરાવવામાં આવતી. આ પ્રસૂતિ કરાવનાર સમાજની કોઈ ઘરડી-ઉંમર લાયક સ્રી દાયણ તરીકે કામ કરતી. વળી આવી સ્ત્રીઓ દાયણના કામની આવડત ધરાવનાર જ હોય. પ્રસૂતા સવા મહિના સુધી 'પાળતી' અર્થાત રસોઈ પાણી વગેરે જેવા કામમાં 'સૂતક' લાગતું હોઈ અડકતી નહીં. વળી સવા મહિના સુધી અન્ય સ્રીઓ પ્રસૂતાને અડકતી નહીં અથવા અડકે તો નાહી લેતી. આ બધું એક સમજણના ભાગરૂપે જ થતું આવ્યું છે. નજીકના ભૂતકાળમાં જન્મેલા બાળકને એક બે દિવસ ખાંડનું પાણી કે ગોળનું પાણી ગળથૂથી રૂપે પિવડાવવામાં આવતું પણ પછી આરોગ્ય અંગેની જાણકારી આવ્યા પછી ગ્લુકોઝનું પાણી આપવાનું (જરૂર જણાય તો) શરુ થયું. જો પ્રસૂતાને ધાવણ આવતું ન હોય કે ઓછું આવતું હોય તો ઘરની સ્રી નજીકની કોઈ જાણીતી નદીમાં પાંચ વેરીઓ દૂધથી ભરવાની બાધા રાખતી. આ બાધા પછીના સમયમાં અનુકૂળતા કરી પૂરી કરવાનું સ્રીઓ ચૂકતી નહીં.

સીમંત પછી સ્રીની પ્રથમ પ્રસૂતિ એના પિયરમાં જ કરાવવામાં આવે છે એવો રિવાજ છે. પિયરમાં પ્રસૂતિ થયા પછી સ્રીની સાસરી પક્ષની સ્રીઓ મોટેભાગે કુટુંબની જ હોય તે એકાદ કીલો ઘી, બે ત્રણ કીલો કોદરી, ગોળ, ફળિયામાં વહેંચવાના પતાસાં વગેરે લઈને આવતી. આ પરંપરા થોડા ઓછાવત્તા ફેરફાર સાથે આજે પણ અમલમાં છે. પ્રસૂતિ પછી પ્રથમ વખત સ્રી પોતાના પિયરમાંથી સાસરીમાં જાય ત્યારે પિયર પક્ષવાળા બાળકને ચાંદી કે સોનાની 'રકમ' ઘરેણું આપે છે. વળી બાળક માટે ઘોડિયું, દીકરી માટે પણ ઘરેણાં વગેરે આપવામાં આવે છે. દીકરીને સાસરીમાંથી તેડવા આવનાર માણસોની સંખ્યા એક

કરતાં વધુ પણ હોય છે. ઝિયાણાના વિધિ વખતે ઘરની બીજી દીકરીઓ, સગાંવહાલાંઓને પણ આમંત્રણ પાઠવી બોલાવવામાં આવે છે અને આ પ્રસંગ મહત્ત્વનો અવસર બની રહે છે. જો કે આ સમાજમાં ઝિયાણાનો આ પ્રસંગ કેટલાક વિસ્તારમાં ધામધૂમથી ઉજવાય છે તો કેટલાક વિસ્તારમાં ઠીક ઠીક રીતે ઉજવાય છે. વળી સીમંતની વિધિમાં પણ ઝાઝો થોડો ફેર વિસ્તાર પ્રમાણે કે ગોળ પ્રમાણે દેખાય છે. કેટલાક ગોળ કે પરગણામાં સીમંત પ્રસંગમાં દીકરીના પિયરપક્ષને ખાસો ખર્ચ થતો હોય છે. દીકરીનું સીમંત જોવાઈ જાય પછી એટલે કે દીકરીના ગર્ભાધાનના મહિનાઓને ધ્યાનમાં લઈ પંચાંગમાંથી અનુકૂળ તિથિ-તારીખ-વાર જોવાઈ જાય એ પછી સાસરી પક્ષવાળા દીકરીના પિયરપક્ષમાં જાય છે અને સીંમતનું મુહૂર્ત સંભળાવે છે. મોટેભાગે આ સીમંત ગર્ભાધાનના સાતમા મહિનામાં જ રાખવામાં આવે છે. સીમંતનું મુહૂર્ત સંભળાવનારને પિયરપક્ષવાળાના દીકરીની સાસરીમાં આવેલ 'જણ' કેટલાક સરનામા આપે છે જ્યાં સાસરી પક્ષવાળાએ કયાંક રૂબરૂ તો કયાંક કાગળથી સીમંતની વિધિની તારીખ જણાવતી કંકોતરી પાઠવવાની હોય છે. સીમંતના પ્રસંગમાં વહુના પિયરિયાઓ અને પિયરપક્ષના સગાં વહાલાં, જેવાં કે કાકાઓ, કાકાઓના મોટા દીકરાઓ, ફોઈ ફૂઆ, માસા-માસી અને મોસાળપક્ષ તરફથી સોના-ચાંદીના ઘરેણાં આપવાનો રિવાજ છે. સીમંતને દિવસે પિયરપક્ષના માણસ આ બધાં સગાંવહાલાંને સાથે લઈ દીકરીના સાસરામાં સમાજના ગોળની રીત મુજબ બેઠક કરી ઘરેણાં આપે છે. ઘરેણાંની સાથે કેટલાંક સગાંવહાલાં સ્વૈચ્છિક રીતે સાડી, અથવા જોડ કપડાં વગેરે આપતાં હોય છે. આ ઘરેણાંની સંખ્યા અને કપડાંની સંખ્યા પિયરપક્ષના સગાની 'પાંખ' ઉપર આધાર રાખે છે એટલે કે બહોળું સગું હોય તો વધારે ઘરેણાં-કપડાં

અપાય સોના-ચાંદીના ઘરેણાંની સંખ્યા પંદરથી માંડીને ૫૦-૬૦ સુધીનો આંકડો વટાવી જતી હોય છે. જો કંકોતરી મળી હોય તો બીજા દૂરના સગાં ઘરવખરીનો વાસણકુસણ જેવો સામાન પણ આપતા હોય છે, તો કેટલાંક સંબંધી રોકડ રકમ પણ આપતા હોય છે, તો પિયરપક્ષ તરફથી સીમંત વખતે સફેદ કપડાંમાં બાંધી શ્રીફળ, ચોખા, કંકુની સાત પડીકી વગેરે આપવાનો રિવાજ છે, જેમાંની પડીકીઓ સીમંત વિધિ પૂરી થતાં જેનું સીમંત થયું હોય તે સ્ત્રી પિયર જતી વખતે રસ્તામાં આવતી નદી ઓળંગતી વખતે નદીમાં પધરાવી દે છે. સીમંત વિધિમાં વહુ (સીમંતિની) સાથે એના વરના પાટ બેસણા કરાવવામાં આવે છે, જેમાં જ્ઞાતિમાંથી જ કોઈ પુરુષ (મોટેભાગે) વરના બનેવી કે ભાણેજ વરના ઘરના ઈષ્ટદેવના સ્થાનક આગળ દીવોદસી-પૂજા કરાવડાવે છે. એ પછી વહુ આવેલ ઘરેણાં, આવેલ કપડાં પહેરી, આવેલ શ્રીફળ ખોળામાં બાંધી, બહાર આવી પિયરપક્ષના ભાઈ ભાંડુઓને કંકુના ચાંદલા કરે છે. તે સમયે પણ ભાઈઓ વગેરે સીમંતિની બહેનની થાળીમાં ઈચ્છા મુજબ ૧૦-૨૦-૫૦-૧૦૦ રૂપિયા જેવી રકમ દાનરૂપે મૂકે છે. કેટલીક જગ્યાએ, કેટલાંક ગોળ-પરગણામાં આવેલ સીમંત કરનાર મહેમાનોમાંથી જેઓએ કંઈકને કંઈ દાનમાં (જો કે વહેવાર રૂપે જ મોટેભાગે) આપ્યું હોય એના વળતરરૂપે- સન્માનરૂપે એક-એક ધોતી કે પેન્ટપીસ વહુ (સીમંતિની)ના સાસરીપક્ષ તરફથી આપવામાં આવે છે. આ ઘરેણાં કપડાં આપવાના વિધિ વખતે બંને પક્ષના પુરુષો સામ-સામે બેસે છે અને અનુક્રમે એ બધું અપાતું જાય છે. આ સમયે 'ગામોટ' દ્વારા આવેલ ઘરેણાં-રકમ-કપડાં વગેરેનો 'ટહૂકો' પાડવામાં આવે છે. આ ગામોટ એટલે ગોરનું કામ કરે તે. ગામોટ વરપક્ષના ગામમાંનો માણસ અથવા વરના ઘરનો કુંવાસો હોય છે. ટહૂકો પાડવો એટલે કોના તરફથી કયું

ઘરેણું આવ્યું તે મોટે અવાજે બધાને સંભળાય એમ બોલવું તે કપડાં સૂપડામાં અને ઘરેણાં થાળમાં મૂકાતા જાય અને 'બેઠક' માં બેસેલા સહુમાં એ થાળ ફેરવવામાં આવે ને સહુ જૂએ આવો એક ચાલ હોય છે. કેટલાંક પરગણામાં 'ભાણા'નો રિવાજ છે. ભાણું એટલે પ્રગટાવેલો દીવો, ચોખા, કંકાવટી, થોડા ગોળના ટૂકડા વગેરે સામગ્રી જે થાળી (મોટેભાગે કાંસાની હોય)માં મૂકવામાં આવી હોય છે. એ ભાણું સીમંતિના પિયરીયાઓનાં સામે મૂકવામાં આવે અને ગામોટ દ્વારા ટહૂકો પાડવામાં આવે 'પરગણાંનો બોલ અને પંચમાં ભાણું રે મહારાજ...' જો ગામોટ વાચાળ હોય તો આ સમગ્ર બેઠક દરમ્યાન દાતાનો મહિમા વર્ણવતા દુહા કે કવિતાઈભરી પંકિતઓ પણ કહેતો હોય છે, જે મોટેભાગે આવા પ્રસંગે દરેક વખતે દરેક જગ્યાએ કહેવાતી હોય છે. બેઠકના અંત ભાગમાં વરના સાસરિયા તરફથી, મોટેભાગે એ ગામનો જ વડીલ માણસ બે શબ્દો કહી આવનાર અને આપનાર મહેમાનોને બિરદાવતો હોય છે અને એમાં આવેલ મહેમાનોની 'ચાકરી-સેવા' બરાબર ન થઈ હોય તો નમ્રતાના ભાગરૂપે માફીના બોલ બોલતો હોય છે. એના જવાબરૂપે આવેલ મહેમાનો (સીમંતિનીના પિયરિયા) તરફથી પણ કોઈ પુરુષ કંઈક કહીને ઓછુંવત્તું અપાયું હોય તો માફ કરજો અને 'સેવા ચાકરીમાં કશી ચૂક નથી થઈ,' જેવા શબ્દો બોલી નમ્રતા પ્રગટ કરતાં હોય છે. એ પછી સીમંતિની દીકરીને લઈ પિયરિયાઓ વિદાય થતા હોય છે. વિદાય વખતે બંને પક્ષ તરફથી બધાં જ પુરુષો હસ્તધૂન-પ્રણામ કે રામરામ કરી છૂટા પડે છે. સીમંત પ્રસંગમાં એકઠી થયેલ સ્ત્રીઓ સીમંત પ્રસંગે ગવાતાં ગીતો પણ ગાતી હોય છે.

## લગ્નમાં ગોત્રની ભૂમિકા

આ સમાજમાં સગોત્ર લગ્ન થતા નથી. જુદા જુદા ગોત્રમાં જ લગ્ન ગોઠવાય છે. એટલું જ નહીં, ગોત્ર જુદા જુદા હોય તો પણ એક જ ગામમાં પિયર ને ગામમાં સાસરું રે લોલ જેવું થતું નથી. વળી અમુક ગોત્ર ઊંચુ ને અમુક ગોત્ર નીચું એવા કોઈ ઊંચા નીચા વર્ગનો ખ્યાલ આ સમાજમાં નથી. બધા ગોત્રનો માન મોભો સરખો જ હોય છે. કોઈ ગોત્રવાળા અંગત રીતે પોતે મોભાદાર ગોત્રનો છે એવું પોતાની રીતે માને એ જુદી વાત છે, પણ આવી વાતને સમાજ ધ્યાનમાં લેતો નથી કે ગણકારતો નથી. સગોત્ર લગ્ન ન થાય એ માટે કારણ તો લોહીના સંબંધનું જ હોય. આ સમાજ સાત પેઢીના સંબંધમાં માને છે. એથી પેઢીઓ બદલાયા પછી અટક ભલે એક હોય પણ સંબંધ ગોઠવાય એવું બને છે. લગ્નને લગતી કોઈ માન્યતા કે વારતા આ સમાજમાં નથી. પણ લગ્ન, આ સમાજનો મહત્ત્વનો મોભાવાળો પ્રસંગ હોય છે.

લગ્નનો વિધિ દરેક સમાજની જેમ જ સગાઈથી આરંભાતો હોય છે. સગાઈ લગ્નના વિધિનું પ્રથમ પગથિયું છે. એક ગાળામાં છોકરા-છોકરીની સગાઈ પોતાના જ ગોળમાં, પરગણામાં જ થતી હતી, ભાગ્યે જ પરગણા બહાર સગાઈ ગોઠવાતી. ગુજરાતમાં એક ગોળ એટલે કે એક પરગણામાં પાંચ સાત, દસ ગામોનો સમાવેશ થતો હોય છે. કેટલાંક પરગણામાં એથીય વધુ ગામોનો સમાવેશ થયો હોય છે. કેટલાંક પરગણાનાં નામો આ પ્રમાણે છે, છ ગામનો સમાવેશ થયો હોય એવા પરગણાને છત્રીસું કહેવાય છે. દસ ગામના સમાવેશવાળા પરગણાને દસનું પરગણું કહેવાય છે. કેટલીક જગાએ ૨૮નું પરગણું, ૨૮ ગામોનું

અઠ્ઠાવીસનું પરગણું એવા નામ પાડેલા છે. કેટલીક વાર પ્રદેશ ઉપરથી પણ પરગણાનું નામાભિધાન થતું હોય છે જેમ કે પાટણવાડિયું પરગણું વગેરે. દરેક પરગણામાં સગાઈ, લગ્નની વિધિઓ થોડાક હારફેર સાથે એક સરખી છે. વચ્ચે એક વાત એ કરી લઈએ કે પાંચ પરગણાંઓનો એક સમૂહ, સંઘ બન્યો હોય તો પાંચના પરગણા તરીકે ઓળખાય પણ કેટલીક જગ્યાએ ગામોની મોટી સંખ્યાવાળા પરગણાના કોઈ સંઘ રચાતા નથી. આ સંઘવાળા પરગણાઓમાં રીતરિવાજમાં એકરૂપતા હોય છે. દરેક પરગણાનું પોતાનું આગવું બંધારણ હોય છે. જે પરગણાના ગામોએ એકઠા થઈને રચ્યું હોય છે. આ બંધારણ એટલે દરેક સામાજિક પ્રસંગોના નીતિનિયમો, એ નીતિ નિયમો મુજબ જ પ્રસંગો કરવાના થતા હોય છે. આ બંધારણો પહેલાં મોખિક રૂપમાં હતા અને હવે લેખિત રૂપમાં છે. હવે કેટલાંક પરગણાઓમાં મોભીઓ, વડીલો કર્તાહર્તા હોય છે અને સામાજિક પ્રસંગોમાં તેઓનું મોભાનું સ્થાન હોય છે.

પહેલા તો છોકરા-છોકરીની સગાઈ મા-બાપો જ નક્કી કરી લેતા હતા અને છોકરા-છોકરીનો કોઈ અભિપ્રાય લેવામાં આવતો ન હતો કે એમની મુલાકાતો પણ ગોઠવાતી ન હતી. સગાઈ છોકરા-છોકરીના અન્ય સગાઓની મધ્યસ્થીથી જ નક્કી થતી હતી. મા-બાપ સીધે સીધા સગાઈ નક્કી કરી લેતા ન હતા. છોકરા કે છોકરી તરફના કોઈ સગા એ માસા, ફૂઆ, બનેવી કે અન્ય હોઈ શકે એ જે તે છોકરા કે છોકરીની વાત લઈ મા-બાપ પાસે જાય અને રજૂઆત કરે. એ પછી મા-બાપને ગમે તો વાત નક્કી થતી. આમ સગાઈ વિશેની આવી પ્રક્રિયા 'વાત ચલાવવી', 'વાત ચાલે છે' એ રીતે ઓળખાતી. આ વાત ચાલવાની પ્રક્રિયા કયારેક સમયનો લાંબો ગાળો પણ લેતી, તો કયારેક થોડા સમયમાં પણ ગોઠવાઈ જતી. વાત

ચલાવનાર માણસ વચેટિયા તરીકે ઓળખાતો હોય છે. સાંપ્રતમાં વચેટિયા દ્વારા ચાલેલી વાત નક્કી કરતાં પહેલા જે ગામોની વાત ચાલતી હોય એ બેની વચ્ચેના કોઈ મધ્યસ્થળે છોકરા-છોકરીની મુલાકાત મા-બાપોની અને જરૂરી સગાની હાજરીમાં ગોઠવાતી હોય છે. જો છોકરા-છોકરીની પસંદગી ખરી ઉતરે તો એવા મધ્યસ્થળે બંને પક્ષના મા-બાપ છોકરા-છોકરીને રૂ. ૫૧ કે ૧૦૦/- આશીર્વાદ આપીને આપતા હોય છે. રીતસરની સગાઈ વિધિ નક્કી થાય એ પહેલાં આ પ્રાથમિક તબક્કો હોય છે જે બંધારણમાં કયાંય વર્ણવાયેલો નથી હોતો. સગાઈની વાત નક્કી થઈ ગઈ હોય પણ સગાઈની તારીખ નક્કી ન થઈ હોય અને વચ્ચેના સમયમાં જો આ બે પક્ષવાળામાંથી કોઈને એક પક્ષવાળાના ઘરે જવાનું થાય ત્યારે પણ જનાર વ્યકિત પાંચ પચાસ સો રૂપિયાનો વ્યવહાર કરતા હોય છે. મોટાભાગે સગાઈનો વિધિ છોકરીવાળાને ત્યાં સંપન્ન થતો હોય છે. બંને પક્ષવાળાને અનુકૂળ હોય એ તિથિ વારે સગાઈનો દિવસ નક્કી થતો હોય છે. સામાન્ય રીતે ધનારક, મનારક, શ્રાધ્ધ પક્ષ, ચૌદસ-અમાસ જેવી તિથિઓ તથા ઉત્તરાયણના પૂર્વ પંદર દિવસો સગાઈ માટે ટાળવામાં આવે છે. સગાઈનું નક્કી કરતાં પહેલાં છોકરા-છોકરીના ગ્રહો જન્મકુંડળી મેળવવાનું કેટલાક કરે છે, તો કેટલાક નથી કરતા, હમણાનો ભણેલો વર્ગ જન્મકુંડળી મેળવવાનો આગ્રહ રાખે છે, એટલું જ નહીં ભણતર-શિક્ષણ પણ બંને પક્ષે આજે જોવાય છે. વળી શિક્ષણમાં પણ બંનેને અનુકૂળ આવે એવું છે કે નહીં તે વિગત પણ જોવાતી હોય છે. એન્જિનિયરિંગ, મેડિકલ કે ઉચ્ચ શિક્ષણવાળા પોતાને અનુરૂપ ક્ષેત્રના શિક્ષણવાળા ઉમેદવારને પસંદ કરે છે.

સગાઈ કરવા મોટેભાગે આ સમાજમાં છોકરાવાળા જ છોકરીપક્ષવાળાને ત્યાં જતા હોય છે. કેટલીક

જગ્યાએ છોકરાપક્ષ તરફથી સ્ત્રીઓને સગાઈમાં જવાની છૂટ હોતી નથી. છોકરાવાળા છોકરી માટે મોટે ભાગે સાડી અથવા ડ્રેસ તથા એક બે ચાંદીના ઘરેણા કે સોનાની વીંટી તથા શૃંગારના સાધનો વગેરે લઈ જતા હોય છે. મોટાભાગના પરગણામાં જેની સગાઈ થવાની હોય એ છોકરો સગાઈ પ્રસંગે જતો હોતો નથી. કોઈક જ પરગણામાં કદાચ છોકરો જતો હોય છે. એટલે આ પ્રસંગ 'રીંગ સેરીમની' તરીકે ઓળખાતો હોતો નથી. સગાઈમાં છોકરાપક્ષ તરફથી જ્ઞાતિના બંધારણ મુજબ રૂપિયો કે સવા રૂપિયો છોકરી પક્ષવાળાને આપવાનો થતો હોય છે. સગાઈ કરવા કેટલીક જગાએ પાંચ-પંદર જતા હોય છે, અલબત છોકરીવાળાને ત્યાં ગોળકાછલીનો સામાન્ય રિવાજ હોય છે, કયાંક છોકરાપક્ષ તરફથી બે જ જણ સાકર કાછલી લઈને જતા હોય છે.

સગાઈ થયા પછી છોકરીવાળા લગ્નનો ચાંલ્લો કરવા છોકરાવાળાને ત્યાં જાય છે, કયાંક પંદરની સંખ્યામાં તો કયાંક ઓછી સંખ્યામાં પરગણા પ્રમાણે આવા રિવાજો હોય છે. તે દિવસે મોટેભાગે સગાંવહાલાંની હાજરીમાં લગ્નીની તિથિ નક્કી થતી હોય છે. આમ તો છોકરા-છોકરીપક્ષવાળા અગાઉથી એકબીજાને મળી બંનેને અનુકૂળ આવે એવી તારીખ નક્કી કરી જ લેતા હોય છે. છતાં જો તારીખ અગાઉથી નક્કી ન થઈ હોય તો ચાંલ્લા વિધિ વખતે એ નક્કી થઈ જાય છે. લગ્નની તારીખ નક્કી કરવાનો અધિકાર આમ તો છોકરીપક્ષવાળાને-માંડવાવાળાનો હોય છે. એવી વણલખી સમજ સમાજમાં પહેલેથી જ છે. લગ્નની તારીખ જો નક્કી કરવાની થતી હોય તો પંચાંગ કાઢવાનો રિવાજ કયાંક છે. એ પંચાંગ 'બેઠક' માં બેસેલા પુરુષો વચ્ચે ફેરવવામાં આવે છે. પંચાંગ જોવાનો આગ્રહ સહુ એકબીજાને કરતા હોય છે. આનું

કારણ એ છે કે પંચાંગ જોવા માટે કોઈ વડીલને કહેવામાં એક જાતનો માન મરતબો જાળવવાનો ભાવ હોય છે. બે જુદા જુદા કાગળમાં કંકુ છાંટેલા કાગળોમાં તારીખ, વાર, સમય, બંને પક્ષના વર-કન્યાનાં નામ લખી ઠરાવેલા 'લગ્ન' નું કાગળ બંને પક્ષને સોંપાય છે. ત્યાં જ બેઠકમાં ગણપતિ સ્થાપના કયારે કરવી એ બાબત પણ નક્કી થઈ જતી હોય છે. મોટેભાગે ગણપતિ સ્થાપનાનો દિવસ લગ્ન પહેલાના બે ત્રણ દિવસ પૂર્વેનો નક્કી થતો હોય છે. વળી પહેલાં વરપક્ષને ત્યાં ગણપતિ થાય પછી જ કન્યાના ગણપતિ મંડાય એવો એક રિવાજ પણ સમાજમાં પ્રચલિત છે.

ગણપતિ સ્થાપનાનો મહિમા પણ ઘણો છે. ગણપતિ-સ્થાપના વખતે જે તે પક્ષવાળાની સ્ત્રીઓ વચ્ચે વર કે કન્યાને પીઠી ચોળાય છે. ગણપતિ સ્થાપના વખતે પણ લગ્નગીતો ગવાય છે. ફળિયાની સ્ત્રીઓને-પુરુષોને એકઠા કરી આ વિધિ સંપન્ન કરવામાં આવે છે. પીઠી ચોળવાના આ રિવાજમાં મોટેભાગે ભાભી અને ન હોય તો કાકી પીઠી ચોળે છે. કયાંક સ્ત્રીઓ 'પીઠી રમે' છે એટલે કે પીઠીથી એકબીજાના મ્હોં રંગવાનું કામ કરે છે. આ ઉલ્લાસ અને ઉમંગનો ભાગ છે. ગણપતિ સ્થાપના વખતે આવેલ સ્ત્રીઓને કયાંક ગોળ તો કયાંક પતાસાં, લાડુનું ચૂરમું વગેરે વહેંચવામાં આવે છે. પીઠીની સંખ્યા પણ નક્કી રાખવામાં આવે છે. મોટેભાગે પાંચ વાર પીઠી ચોળાય એ આ સમાજને ઈષ્ટ લાગે છે. કન્યાની છેલ્લી પીઠી ચોરીમાં -માહ્યરામાં પ્રતિકાત્મક રીતે, પગમાં સહેજ પીઠી લગાવીને પૂરી કરાતી હોય છે.

ગણપતિ સ્થાપનાથી શરૂ કરી લગ્નની તિથિ વચ્ચેના એક બે દિવસોમાં જેનું લગ્ન થવાનું હોય એનું 'ફૂલેકું' લેવાનો રિવાજ આજે પણ છે. ફળિયામાં સાથે રહેનારાઓને પરણનાર સાથે કંઈ પણ સગપણ થતું

હોય તો એને ત્યાં ફૂલેકું લેવાય અને એને ખવડાવાય એવો ખ્યાલ આજે છે. સગપણ ન હોય તોયે કેટલાક આવું ફૂલેકું લેતા હોય છે. ફૂલેકું લેનારને ઘેર વર કે કન્યાને લઈ જવાય છે. સ્ત્રીઓ ચાદરનો ચંદરવો કરી વચ્ચે વર કે કન્યાને રાખી ગાતી ગાતી જાય છે. ગણપતિ સ્થાપનાથી લગ્ન પૂરું થાય ત્યાં સુધી વર કે કન્યા પોતાની પાસે નાનું ચાકુ અથવા નાની કટારી રાખે છે. એની પાછળ મેલી વિદ્યાઓથી બચવાનો ખ્યાલ રહેલો છે.

સામાન્ય રીતે લગ્નવિધિ, નજીકના ભૂતકાળમાં રાતે થતી એટલે રાત્રીના લગ્ન તરીકે એ વિધિ ઓળખાતી તેથી વર સાથેની જાન કન્યાને ગામ સાંજ સુધી પહોંચતી. હવે મોટેભાગે દિવસના લગ્ન નક્કી થતા હોઈ, જાન દિવસે મોડી સવારે પહોંચે એવું ગોઠવાયું છે. વરપક્ષની જાન જે દિવસે જવાની હોય એની પહેલાં ગ્રહશાંતિની વિધિ પણ સંપન્ન કરવામાં આવે છે. ગ્રહશાંતિના વિધિને કેટલીક જગાએ 'ઘરાસાંતક' તરીકે ઓળખવામાં આવે છે. મોટેભાગે આ વિધિમાં વરના માતા-પિતા બેસતા હોય છે અથવા કાકા-કાકી કે મોટોભાઈ હોય તો એ એની પત્ની સાથે બેસતો હોય છે. ગ્રહશાંતિના વિધિ પછીની વિધિ 'ગોતરડા' ની હોય છે. 'ગોતરડો' એટલે ગોત્રપૂજન. આ વિધિ પણ કુટુંબનું જ કોઈ દંપતી બેસીને કરે છે. એમાં માટીની બે કે ત્રણ માટલીઓનો ઉપયોગ થાય છે. તેમાં પાણી ભરવાની વિધિ ત્યાં થતી હોય છે. આ બંને વિધિ વર અને કન્યા પક્ષવાળાઓને ત્યાં અલગ અલગ થતી હોય છે. બધી જ વિધિમાં ગામ - ઘરની સગાંવહાલાંની સ્ત્રીઓ એકત્ર થઈને લગ્નગીતો ગાતી હોય છે. ગોત્રપૂજન પણ કેટલેક ઠેકાણે થતું હોય છે.

કન્યાને ગામ જાન પહોંચ્યા પછી જાનને ઉતારો આપતાં પહેલાં જાનનું અને વરનું સામૈયું કરવામાં

આવે છે, જેમાં કન્યાની મા થાળીમાં રાખેલ કંકુ, અબીલ, ગુલાલ, ચોખા, ગોળ વગેરેથી વર-જાનને વધાવે છે. જાનનો ઉતારો અપાય તે પહેલાં કન્યાપક્ષવાળા સહુ જ્ઞાતિજનો આવેલ જાનૈયાઓ સાથે પ્રણામ કે રામરામ કરે છે. પછી પાણી, ચા, વગેરે અપાય છે. મોટેભાગે વરનો ઉતારો ગાદલાં પાથરી નીચે જ રખાય છે. આ પછી ભોજન શરૂ થાય છે. કયાંક જાનને જમાડ્યા પછીથી અન્ય 'નૂતર'ને (આમંત્રિતોને) જ જમાડવી એવો આગ્રહ હોય છે. કેટલેક ઠેકાણે આજે પણ પંગત પાડી ભોજન કરાવાય છે. વર અને એની સાથેના બે ત્રણ જણની ભોજન વ્યવસ્થા માનવપૂર્વક વર-ઉતારે જ થતી હોય છે. આજે હવે 'બુફે' ડિનરનો ચાલ અમલમાં આવ્યો હોવાથી ઘણું પરિવર્તન આવી ગયું છે. ઘણાં ઠેકાણે પરગણાના બંધારણ પ્રમાણે ભોજનની વાનગીઓ વિશે નક્કી થતું હોય છે. જેમાં કંસાર કરવો, ઘી પિરસવું વગેરે 'નાતના કરાર' મુજબ થતું હોય છે. પરિવર્તનનો પવન ફૂંકાતા એ બધું હવે ભૂતકાળ બની ગયું છે. કેટલેક ઠેકાણે જાનૈયા જમે ત્યારે પંગત પડી હોય તો જમાડતાં પહેલાં કન્યાપક્ષવાળા નમ્રતા દાખવતી બે વાત કરે છે જેમાં 'આપને લાયક આ જમવાનું નથી, ખારું, તીખું, મોળું થઈ ગયું હોય તો માફ કરજો. જમવામાં ય મોડું થઈ ગયું છે.' જેવી વાત કહેવાનો ચાલ આજેય છે. આ બાબતે વરપક્ષમાંથી કોઈ વડીલ 'મોડુંય નથી ને મોળુંય નથી થયું...' વગેરે જેવી વાત કરી વિવેક દાખવે છે. આ ચાલમાં બંને પક્ષ તરફથી વિવેક અને સગાંવહાલાંઓ પ્રત્યેનો પ્રેમાદર વ્યકત કરવાની ભાવના પ્રગટ થતી હોય છે. સામાન્ય રીતે જાન આવ્યા પછી જ જાન જમી લીધા પછી અન્ય આમંત્રિતો જમતાં, પણ હવે એવું નથી રહ્યું. જાનની સંખ્યા પરગણાં પ્રમાણે નક્કી થતી હોય છે, છતાં હવે એ બાબતનો પણ છેદ ઊડી ગયો છે. સંખ્યા અંગે કેટલાંક પરગણાઓમાં ખાસી ચડભડ

થતી. જો વધારે સંખ્યા થઈ હોય તો વિરોધ થતો, પણ હવે એવું રહ્યું નથી.

યોગ્ય સમયે વરને માહ્યરામાં લાવવા માટેના વિધિને ‘વર ટોળે કરવાનો’ વિધિ કહે છે. એમાં પણ વર સાથે વરપક્ષના માણસો માહ્યરાથી થોડે દૂર ઊભા રહે છે. એ વખતે કન્યાપક્ષની સ્ત્રીઓ ગાતી ગાતી સામૈયું કરવા આવે છે. એમાં કન્યાપક્ષ તરફથી કન્યાની મા હાથમાં કંકુ, અબીલ, ગુલાલ, ગોળ, તથા બાજરીના રાડાના ચાર ટુકડાવાળી થાળી લાવી વરને ચાંલ્લો કરે છે, વરનું નાક પકડીને ખેંચે છે. વર ઊભો રહે છે. એ તોરણની પૂજા કંકુના ચાંલ્લાથી કન્યાની મા કરતી હોય છે અને ‘ગામોટ’ બનેલ વિધિ કરાવે તે મુજબ પેલા બાજરીના રાડાના ચાર ટુકડાને જુદી જુદી દિશામાં કન્યાની મા ફેંકે છે, એ પછી દોરો વીંટેલું માટીનું કોડિયું વરના જમણા પગ નીચે મૂકવામાં આવે છે. એ કોડિયા પર પગ મૂકી, કોડિયું તોડી વર માહ્યરા તરફ આગળ વધે છે. માહ્યરામાં જઈ જમણી તરફની જગામાં બેસે છે. સામાન્ય રીતે પહેલાં નીચે બેસવાનો ચાલ હતો. હવે માહ્યરાં તૈયાર મળતાં હોઈ માહ્યરામાં ગોઠવેલી બે ખુરશીઓ પર જ વર-કન્યા બેસતા હોય છે. માહ્યરું ચૉરી તરીકે ઓળખાય છે. પહેલાં ચૉરી રીતસર ચીતરવામાં આવતી. એમાં લોટ, હળદર, કંકુ વગેરેથી ચૉરીની વિધિ કરાવનાર ચૉરી ચીતરતો. ચૉરીમાં ઘીની વાઢી તથા તાંબા પિત્તળના ત્રણ લોટા ચોરસની રીતે ગોઠવવામાં આવતા અને એ ચારે લોટાને નાડાછડીથી જાણે કે ‘બાઉન્ડરી’ કરી હોય એ રીતે બાંધવામાં આવતા. વચ્ચે કોપરાની કાછલીમાં ઘી ભરી સુકા, પાતળા લાકડાં (સમીધ)ના ટૂકડાઓ મૂકી ચોરી પ્રગટાવવામાં આવતી અને સમાયાંતરે જરૂર પડે એ મુજબ એ સમીધ ઉમેરાતું જતું. આજે હવે એ ચાલ પણ બદલાઈ ગઈ છે. તૈયાર પતરાની ચોરી મળે છે, જેનો ઉપયોગ શરૂ થયો છે.

ભાડેથી મળતું સુશોભિત માહ્યરું પણ આજે બધા જ વાપરે છે. કન્યાને પધરાવી કન્યાના મા-બાપ પાસે ચોરીમાં 'ગામોટ' વિધિ કરાવે છે, જેમાં વરના પાદપ્રક્ષાલનની વિધિ પણ હવે તો સામેલ કરાઈ છે. કન્યાને માહ્યરામાં લઈ આવવા માટે કન્યાના મામાને કહેવામાં આવે છે, જે કન્યાને દોરીને માહ્યરામાં લાવી બેસાડે છે. ચોરીમાંના મંગળફેરા વગેરે વિધિ સામાન્ય રીતે બધે હોય છે, તેવી જ હોય છે. ચોરીમાં ફેરા વખતે બે ફેરા વખતે વર આગળ હોય તો બે ફેરા વખતે કન્યા આગળ હોય એવી રસમ છે. વળી ફેરા વચ્ચે બે વાર વરકન્યાને માટે પોતાની જગા પર બેસવાની પણ વિધિ થતી હોય છે, જેમાં વર-કન્યામાંથી જે પહેલાં ઉતાવળે બેસી જાય તેનું દાંપત્ય જીવનમાં વર્ચસ્વ રહે એવી માન્યતા છે. એટલે આ વિધિ વખતે મોટે ભાગે બંને પક્ષની સ્ત્રીઓ જે માહ્યરામાં કન્યા કે વરની પાછળ ઊભી કે બેઠી હોય તે પોતપોતાના વર કે કન્યાને વહેલા અને ઉતાવળે બેસાડવાનો પ્રયત્ન કરતી હોય છે અને પ્રસંગની મજા લેતી હોય છે. કન્યા અને વરની પાછળ 'લૂણ' ખખડાવવાનો ચાલ આજે પણ  છે. કન્યાની પાછળ એની નાની બહેન કે એવું જ સગું ધરાવતી કોઈ કુમારિકા-કિશોરી એક ધાતુની વાડકીમાં રોકડો રૂપિયો કે પરચુરણ મૂકી એને રૂમાલથી ઢાંકી ખખડાવતી હોય છે. વરની પાછળ પણ વરપક્ષની કિશોરી આમ કરતી રહે છે. આને લૂણ ખખડાવવું કહે છે. પહેલાં વાડકીમાં આખા મીઠાની કાંકરીઓ મૂકાતી એટલે જ એને લૂણ ખવડાવવું કહેવાતું. લગ્નવિધિ વખતે માહ્યરામાં વર-કન્યા વચ્ચે અંતરપટ કરવો, એકબીજાને ગોળ ખવડાવવો, વરમાળા પહેરાવવી, હસ્તમેળાપ થવો વગેરે વિધિઓ થતી જ રહે છે. વળી વરની પછેડી અને કન્યાની સાડીના છેડાને હળવી ગાંઠ મારવી અને લગ્નવિધિ પત્યા પછી વરને ઉતારે વર-કન્યાને લઈ જઈ, એ ગાંઠ છોડવી એ બધી રીત

આજે પણ મોટેભાગે થાય છે. માહ્યરામાં 'કન્યાદાન' કન્યાના મા-બાપ તરફથી થતું હોય છે. માહ્યરામાં જ આ જ્ઞાતિના ગુરુ, કંઠીગુરુ બંનેને પોતાના સંપ્રદાયનો મંત્ર કે ગુરુમંત્ર આપે અને દીક્ષિત કરે એવો ચાલ પણ કેટલેક ઠેકાણે છે. કન્યાને જ્ઞાતિજનો વાસણ, સાધન કે રોકડમાં 'ચાંલ્લાનું' કન્યાદાન કરતા હોય છે. કન્યાદાનમાં સગાંઓ તરફથી મળતાં કન્યાદાનના સાધનોમાં 'વહેવાર' પ્રમાણે વર્તાય છે, એટલે કે કન્યાદાન આપનારને અગાઉ આ જ કન્યાના મા-બાપે તેમને ત્યાં પ્રસંગ વખતે શું આપ્યું હતું, એની ગણતરી કરીને જ કન્યાદાન અપાય છે.

લગ્ન વખતે લગ્નગીતોમાં ગાણાં-ફટાણાં ગાવાનો ઉમંગ આજે દિવસે દિવસે ઓસરતો જાય છે પણ એ ભૂતકાલીન પરંપરા અલ્પાંશે ટકી છે. ડી.જે., બેન્ડવાજા, વરઘોડો, રિસેપ્સન બધું નવું આવતું ગયું છે.

માહ્યરાની વિધિ ચાલતી હોય ત્યારે વર અને કન્યાપક્ષના પુરુષોની 'બેઠક' ચાલતી હોય છે, જેમાં જ્ઞાતિના પરગણાના રિવાજ મુજબ આપલે થતી હોય છે. જેમ કે પરગણાના રિવાજ મુજબ વરપક્ષ તરફથી કન્યાપક્ષને 'દાપુ' ચૂકવવામાં આવતું હોય છે. આ દાપુ પરગણાના રિવાજ મુજબ રૂ. ૨૦૦ કે ૫૦૧ કે પછી વધારે પણ હોય છે. કન્યાપક્ષ તરફથી પણ વરને વીંટી કે મોટી રોકડ રકમ અપાતી હોય છે. કન્યાપક્ષ તરફથી કન્યાને લગ્ન વખતે રિવાજ મુજબ અપાયેલા ઘરેણાં કે સાધનની ગણતરી અહીં 'બેઠક'માં થતી હોય છે. આ બધું પરગણા પ્રમાણે - પરગણાના બંધારણ મુજબ અલગ-અલગ હોય છે. પુરુષોની આ બેઠકમાં કન્યાપક્ષનો એક જણ 'ગામોટ' બની આ આપ-લેની વસ્તુનો 'ટહૂકો' પાડતો હોય છે, મતલબ કે મોટેથી બોલી વસ્તુનો ઉલ્લેખ કરતો હોય છે. આ દરમ્યાન એ એને આવડે એવી 'સાખી'ઓ પણ બોલતો હોય

છે. આ બેઠકમાં પુરુષોના કપાળે ચાંલ્લા કરવામાં આવે છે, કેટલાંક પરગણામાં ભાણું કાઢવાનો રિવાજ છે. ભાણું એટલે કે કાંસાની થાળીમાં કંકાવટી, દીવો, ચોખા વગેરે હોય તે અને એ ભાણું વરપક્ષની સામે ગામોટ મૂકે અને ... પરગણાનો બોલ અને પંચમાં ભાણું રે, મહારાજ જેવો ઉલ્લેખ મોટેથી કરતો હોય છે. આ ભાણું વરપક્ષની કઈ વ્યકિત આગળ મૂકાય છે ? તો સામાન્ય રીતે વરપક્ષના મોસાળાવાળી વ્યકિત સામે મૂકાય છે એવો વણલખ્યો ચાલ કેટલાંક પરગણામાં છે. આ બાબતે ચૂક થાય તો ચણભણ વગેરે પણ થતી હોય છે. લગ્નવિધિ પૂરી થયા પછી કન્યાવિદાય થાય છે. કેટલીક જગ્યાએ લગ્ન વખતે જ દીકરીનું આણું કરી દેવામાં આવે છે. કયાંક બંને પક્ષની અનુકૂળતા પ્રમાણે બે ત્રણ મહિને કે એમ આણું કરવાનો રિવાજ છે, પણ લગ્ન વખતે વિદાય થતી કન્યા વરને ઘેર એક બે દિવસ જ રહે છે અને એની સાથે આવેલ ભાઈ કે અન્ય એને તેડીને પાછો આવતો રહે છે. એક બીજી બાબત પણ નોંધવા જેવી છે કે કેટલેક ઠેકાણે આ સમાજમાં જાનમાં સ્ત્રીઓને લઈ જવાની મનાઈ હોય છે, તો કેટલેક ઠેકાણે છૂટ હોય છે.

પરણીને આવેલ વર-વધૂ વરના ઘેર જ સીધા જાય એવું કેટલેક ઠેકાણે નથી પણ ફળિયામાં અમુકને ઘેર ઉતારે રોકાય અને એ પછી થાળીમાં કંકુના પાણીમાં અથવા તો છાસમાં વીંટી રમાડાય. વર અને વધૂ એ થાળીમાં મૂકેલ વીંટી શોધે અને જેના હાથમાં જાય એ વીંટી એની થાય પણ એ વીંટી વરને હાથ લાગે તોય વધૂને આપી દેવામાં આવતી હોય છે. વરને ઘરમાં પ્રવેશ કરતાં પહેલાં બારણું બાંધવાનો ચાલ આ સમાજમાં છે. વરની બહેનો ગૃહપ્રવેશ કરતાં ભાઈ-ભાભીને બારણે ઊભી રહીને પ્રવેશ કરતાં અટકાવે છે. પછી ભાઈ બહેનને કહે કે, તારે જે જોઈએ તે તને લઈ આપીશ અને એમ બહેન પોતાની માંગણી રજૂ

કરે છે. ભાઈ આ માંગણી રોકડમાં પણ તરત ચૂકવી દેતો હોય છે અથવા બહેને કહેલી વસ્તુ પછીથી લઈ આપતો હોય છે. અંદર પ્રવેશ્યા પછી કુળદેવી-કુળદેવતા સામે નવા પરણેલા વર-વધૂના 'દોરો છોડવા'ની વિધિ કરવામાં આવે છે. નવી આવેલ વહુને એના સાસરી પક્ષ તરફથી વીંટી કે ગળાની ચેઈન કે કાનના બુટિયાં એવું કંઈક ઘરેણું આપવાનો રિવાજ કેટલેક ઠેકાણે છે. બીજે દિવસે સવારે નણંદ નવી ભાભીને લઈને બજારમાં શૃંગારની વસ્તુઓ અપાવે છે. કેટલીક જગ્યાએ નવા વર-વધૂ માટે રામદેવપીરનો પાટ પણ મંડાતો હોય છે.

લગ્ન અંતર્ગત મોસાળાની વિધિનો મહિમા ઘણો છે. જેને ત્યાં લગ્ન લેવાયા હોય તેને ત્યાં કન્યાના મામાના પક્ષ તરફથી 'મામેરું' કરવામાં આવે છે, અર્થાત કન્યા કે વરની માતાના પિયર તરફથી ભાઈઓ વગેરે પોતાની બહેન માટે કપડાં, ભાણો પરણતો હોય તો તેને માટે કપડાં, ભાણી પરણતી હોય તો તેને માટે પાનેતર તથા સોના-ચાંદીના ઘરેણાં લાવે છે. જો પહેલું મામેરું હોય તો ઘરેણાંની સંખ્યા થોડી વધુ હોય છે. બીજા-ત્રીજા મામેરા વખતે ઘરેણાની સંખ્યા ઘટી જાય છે. મામેરિયાઓ માટે પણ પાકું ભોજન બનાવવાનો રિવાજ હોય છે. લગ્ન વખતે આણું ન કર્યું હોય તો લગ્ન પછીના મહિને બે મહિને કે છ મહિને આણું તેડવા સાસરીપક્ષના માણસો આવે છે. આ વખતે કન્યાના કાકા કુટુંબમાં તેડવા આવનાર એક કે બે જણનું (કન્યા સમેત) જમવાનું બનાવવામાં આવે છે. આણા વખતે કન્યાના મા-બાપ તરફથી સંપત પ્રમાણે આઠ-દસ જોડ (કન્યા માટે) કપડાં, એક પેટી (હવે સૂટકેસ), એક બે ઘરેણાં કરવાનો રિવાજ પણ કેટલેક ઠેકાણે છે. તેડવા આવેલ વેવાઈઓને પહેરામણીરૂપે ધોતી અથવા તો પેન્ટપીસ આપવાનો ચાલ છે.

ઝિયાણાનો રિવાજ પણ આ સમાજમાં છે. પ્રથમ પ્રસૂતિ વહુ એના પિયરમાં કરે છે. પ્રસૂતિ થયા પછી વહુની સાસરીપક્ષ તરફથી કેટલીક સ્ત્રીઓ પ્રસૂતિમાં ખાવામાં ઉપયોગી થાય તેવું ઘી અને અનાજ વગેરે આપી જાય છે. જે પરગણામાં સીમંત વખતે પિયરપક્ષ તરફથી ઘરેણાં આપવાનો રિવાજ હોય છે એ પરગણામાં ઝિયાણાં વખતે ફક્ત બાળક માટે જ હાથની પોંચી કે સોનાનું પેન્ડલ અને કપડાં, ઘોડિયું વગેરે અપાય છે. સીમંત વિધિ વખતે જ્યાં ઓછું આપવાનો રિવાજ હોય છે ત્યાં ઝિયાણામાં ખાસાં ઘરેણાં આપવાનોં ચાલ છે. ઝિયાણું તેડવા એક કરતાં વધુ માણસો આવે છે.

છૂટાછેડાના નિયમો પણ પરગણા પ્રમાણે છે. નાતના પંચાતિયા-મધ્યસ્થીની હાજરીમાં નાતના કરાર મુજબ કોરા કાગળ પર અથવા સ્ટેમ્પ પર લખાણ કરી, પતિ -પત્નીની અને સાક્ષીઓની સહીઓ લઈને છૂટાછેડા કરવામાં આવે છે. એ કાગળો (જે બે નકલમાં કરવામાં આવ્યા હોય છે.) બંને પક્ષને આપી દેવામાં આવે છે. કેટલેક ઠેકાણે જો જ્ઞાતિપંચથી વાત પૂરી થતી ન હોય તો કોર્ટ રાહે છૂટા થવાનું પણ હવે શરૂ થઈ ગયું છે. કેટલીક જગ્યાના પંચો કડક હાથે કામ લે છે. પહેલા સમાજમાં, પંચમાં જ વાત મૂકાવી જોઈએ અને પંચથી ન પતે તો જ કોર્ટમાં જવું. એવું નક્કી કર્યું હોય છે. જો કોઈ આ નિયમનો ભંગ કરે તો જ્ઞાતિ એની સામે કડક પગલાં ભરે છે. કેટલીક જગ્યાએ સંતાનવાળી માતાના છૂટાછેડા થતા હોય તો આપલેના પૈસા પણ નિયત કરેલા હોય છે.

આ સમાજમાં પુનઃલગ્નો થતાં હોય છે. સામાન્ય રીતે છૂટાછેડાવાળી સ્ત્રીને છૂટાછેડાવાળા પુરુષને આપવામાં આવે છે. વળી વિધવા સ્ત્રીનું વિધુર સાથે પુનઃલગ્ન પણ કરવામાં આવે છે. સામાન્ય રીતે

બીજવરને કુંવારી કન્યા આપવાનું બહુ ઓછું બને છે. કેટલીક જગ્યાએ જો કોઈ પુરુષ છૂટાછેડા લીધા પછી કુંવારી કન્યાને પરણે તો એને બહુ મોટો દંડ થતો હોય છે. પુર્નલગ્નનો વિધિ બહુ મોટો વિધિ નથી હોતો. એમાં પુનઃલગ્ન કરવાવાળા પક્ષના પાંચ-પંદર માણસો આવી રિવાજ મુજબના ઘરેણાં પેલી સ્ત્રીને ચડાવીને લઈ જાય છે. વિધિ સામાન્ય પ્રકારે છેડા ગાંઠવાના વિધિ તરીકે ઓળખાય છે. કયાંક, વાત થયા પછી 'હાંસડી' ચડાવવાનો રિવાજ હતો. હાંસડી ચડી ગયા પછી 'નાતરું' કરવા માટે પુરુષપક્ષ તરફથી પાંચ-પંદર પુરુષો આવતા પુનઃલગ્ન થયા પછી સ્ત્રીને સાંજે જ ઘેર લઈ જવાનો રિવાજ હતો હવે એવું નથી રહ્યું.

**મરણવિધિ**

આ સમાજમાં મરણ-મરણોત્તર વિધિ સામાન્ય રીતે અન્ય હિન્દુ જ્ઞાતિઓ પ્રમાણે જ થતી હોય છે. આ સમાજ પણ પુનર્જન્મમાં માને છે. તેથી સરાવવું, બારમા-તેરમાની ક્રિયાઓ કરવી, શ્રાદ્ધ-વિધિ કરવી વગેરે આ સમાજમાં પણ પ્રચલિત છે. મરણોત્તર ક્રિયામાં સામાજિક અને ધાર્મિક વિધિનું મિશ્રણ થતું હોય છે.

મૃત્યુ પામેલ માણસને શરૂઆતમાં ખાટલામાં રખાય છે. બધા કુટુમ્બીજનો આવી જાય પછી શબને ખાટલા પરથી નીચે જમીન પર સૂવડાવવામાં આવે છે. આ વિધિને ભૂશયનવિધિ કહે છે. ભૂશયનને માટે 'ભૂષણ' શબ્દ વિકૃત થઈને પ્રચલિત થયો છે. આ વિધિ વખતે કુટુંબીજનો માથે કપડું રાખી, શબની આજુ-બાજુ બેસી 'પોક' મૂકે છે. શબના માથા પાછળ કોડિયામાં ઘીનો દીવો પ્રગટાવી મૂકવામાં આવે છે. એ પછી

મરનારના સંતાનો-નજીકના સગાંવહાલાં વગેરે આવી ગયા પછી શબને નનામીમાં મૂકી સ્મશાને લઈ જવામાં આવે છે. એ પહેલાં સગાંવહાલાં તરફથી આવેલ કફન જેને સોડ કહેવામાં આવે છે એ ઓઢાડવામાં આવે છે. નનામી પર ફૂલો, અબીલ, ગુલાલ, કસબોઈ વગેરે ચઢાવવામાં આવે છે. નનામીના ચાર ખૂણે બે પાણી વગરનાં, બે પાણીવાળાં નાળિયેર એક એક કરીને બાંધવામાં આવે છે. મરનારનો નાનો દીકરો હાથમાં 'આજિયું' લેતો હોય છે મતલબ કે માટીની હાંડલીમાં ઘરના આંગણામાં પ્રગટાવેલા અગ્નિ અર્થાત સળગતા કે સંધૂકાતાં છાણાં લઈ એ નનામી અને ડાઘુઓની આગળ ચાલતો હોય છે. નનામીને સૌ પ્રથમ ઊંચકનાર મરનારના પુત્રો તથા ભત્રીજાઓ કે કુટુમ્બીજનો કાંધિયા બનતા હોય છે. કાંધિયા એટલે ખાંધ આપનાર. ચાર બાજુએ એક-એક કરીને ચાર ખાંધિયા હોય. એ પછી હાથ બદલો થતો હોય છે. સ્મશાન સુધી જવાનું હોવાથી અન્ય ડાઘુઓ વારાફરતી કાંધ આપતા હોય છે. જો પુરુષ મરી ગયો હોય તો મરનારની સ્ત્રીને ફળિયાના ઝાંપા સુધી સર્વ સ્ત્રીઓ લઈ જતી હોય છે. એ પછી નિયત જગ્યાએ એનું ચૂડાકર્મ થતું હોય છે. મોટેભાગે ચૂડાકર્મ જળસ્થલે થતું હોય છે. કેટલીક જગ્યાએ લોટનો કણક, ડાંગર વગેરે આજિયું લેનારને લાંબા રૂમાલ કે પછેડીમાં એક થાળીમાં બાંધી આપવામાં આવતું હોય છે જે એ ખભે લટકાવીને ચાલે છે. પાછળ ડાઘુઓ 'રામબોલો ભાઈ રામ' કે 'રાધેકૃષ્ણ' જેવા ઉચ્ચારો કરીને ચાલતા હોય છે. સ્મશાનના વિસામામાં નનામીને ઉતારવામાં આવે છે. શબનું માથું જે પાછળની બાજુ રહેતું હતું એ હવે બદલીને આગળની બાજુ કરવામાં આવે છે. આજિયું ભાંગીને એમાંનો અગ્નિ અગ્નિસંસ્કાર કરવા માટે લઈ જવામાં આવે છે. અગ્નિસંસ્કાર કરતાં પહેલાં શબને પાણીથી પ્રક્ષાલિત કરવામાં આવે છે. ગોઠવાઈ ગયેલી

ચિતા પર શબને મૂકવામાં આવે છે. નનામી પર બાંધેલા શ્રીફળ અને સાથે લીધેલ કણકના ટૂકડા કરી શબના મુખમાં પિંડરૂપે બધા દ્વારા મૂકવામાં આવે છે. કેટલીક જગ્યાએ શબને મૂકતાં પહેલાં ગોઠવેલી ચિતાની ગોળ ફરતે પાંચ ફેરા નનામીના કરવામાં આવે છે. મોટેભાગે પુત્ર દ્વારા જ ચિતામાં અગ્નિ મૂકવામાં આવે છે. અગ્નિ મૂકતાં પહેલાં મરનારના પુત્રો અને કુટુમ્બીજનો દરેક જણ હાથમાં ઉંબાડિયું લઈ ચિતાની પ્રદક્ષિણા કરતા હોય છે. ચિતા બળી રહ્યા પછી એને પાણી છાંટી ઠારવામાં આવે છે, જે પ્રતીકાત્મક રૂપે જ હોય છે. પાછા ફરેલા ડાઘુઓ પરત આવે તે પહેલાં ચૂડાકર્મ કરાવડાવી સ્ત્રીઓ પાછી આવી ગયેલ હોય છે. તે બધી છાજિયા લેતી હોય, પીટતી હોય એ હવે જૂનું થઈ ગયું છે, જાણે કે પ્રતીકાત્મક રીતે પાછા ફરેલા ડાઘુઓને કોગળાઓ કરાવવામાં આવે છે. સહુ વિખેરાય છે. મરનાર કુટુમ્બીજનો દ્વારા મરનારના ઘરનાઓને કડવામણનો રોટલો કે કઢી-ખીચડી ખવડાવવામાં આવે છે. આ કડવામણના રોટલા સરાવવાની ક્રિયા ન થાય ત્યાં સુધી તેટલા દહાડા એટલે કે બે-ત્રણ દહાડા સુધી વહેવારની રીતે રિવાજ મુજબ આપવાનો ચાલ છે. જો મરનાર 'પંચક'માં મરી ગયું હોય તો લોટના પાંચ પૂતળા બનાવી સ્મશાનમાં લઈ જવાતા હોય છે. પહેલાં એવી માન્યતા હતી કે મરનાર પંચકમાં મરી જાય તો એના શબને ઘરમાંથી કાઢતાં પહેલાં ઘરના મુખ્ય દરવાજાનો બારણાનો એક ભાગ કાઢવામાં આવતો પણ એ પ્રતિકૂળ હોવાથી હવે પૂતળાવાળું કેટલીક જગ્યાએ ચાલે છે. આ પાછળ માન્યતા એવી છે કે પંચકમાં જો કોઈ મરે તો મરનારનાં સગાંવહાલાંમાં કે જ્ઞાતિમાં વારાફરતી ટૂંકા જ સમયમાં કુલ પાંચની સંખ્યામાં મરણ થાય. એ ટાળવા ઉપર મુજબના ટુચકા કરવામાં આવતા.

કાણ-મોકાણનો રિવાજ આજે પણ આ સમાજમાં છે. કાણ વખતે સગાંવહાલાં, નાતીલા વગેરે મરનારને ત્યાં આવે છે અને પુરુષોને કોગળો કરાવવામાં આવે છે. સ્ત્રીઓ પણ ઝાંપેથી રડતી કકળતી કૂટતી આવતી હોય છે. મરનાર પુરુષની વિધવાના ગામથી આવતી કાણ પિયરિયાની કાણ ગણાય છે. પિયરિયાઓને પોતાની કુંવાસી વિધવા થઈ હોઈ એનું સવિશેષ દુઃખ રહેતું હોવાથી વિશેષ રડવાકૂટવાનું આ પક્ષ તરફથી થતું હોય છે. કાણ વખતે એકઠા થયેલ પરગણાના પુરુષો ભેગા મળી મરનાર પક્ષ તરફની ઈચ્છા હોય તો બારમું-તેરમું ઠરાવતા હોય છે. કાણ વખતે ઘણે ઠેકાણે દાળ-ભાત ખવડાવતા હોય છે. જો મરનાર વૃદ્ધ હોય અને આગળ પડતું હોય અને એના મૃત્યુ પાછળ 'નાત' કરવાની હોય તો કેટલેક ઠેકાણે કાણ વખતે દાળભાત સાથે કંસાર પણ પિરસવામાં આવે છે. જો કે કાણ વખતે જમાડવાના આ રિવાજ પાછળ આવનારાઓ દૂર-દૂરથી આવતા હોઈ એમને જમાડવું જોઈએ એવી સમજ હોય છે. હવે આ કાણપ્રથા નાબૂદ થવી જોઈએ એવો સૂર સર્વત્ર પ્રગટવા લાગ્યો છે, એને ઠેકાણે 'બેસણું' અમલમાં આવવા લાગ્યું છે. કેટલેક ઠેકાણે કાણ વખતે આવેલ પુરુષો પરગણાના ગામ પ્રમાણે કડવામણના રૂપિયા બે કે પરગણાએ ઠરાવ્યું હોય તેટલા મરનારને ત્યાં આપે એવો રિવાજ છે.

બારમા-તેરમાનો વિધિ અન્ય સમાજની રીતે જ થતો હોય છે. જેમાં સરાવવાની ક્રિયા તથા ઘરની બહાર સજ્જાસરવણી કરવી વગેરે હોય છે. બારમાના દિવસે સગાંવહાલાં વગેરે આવે છે. તેરમાને દિવસે સરાવવાનો વિધિ થાય છે. મરનારના સંતાનો, દિકરીઓ સમેત આવે છે. કેટલીક જગાએ મરનારની નજીકની દીકરીઓ વગેરે મરનારને ભાવતી વસ્તુઓ લાવે છે અને તે સજ્જા પર મૂકવામાં આવે છે. એમાં

ફળફળાદિ, ચવાણું, બિસ્કીટના પૅકેટ, મિઠાઈ બધું એકઠું કરી બાળકોમાં વહેંચી દેવામાં આવે છે. સરાવવાની ક્રિયામાં આંગણામાં લોટથી નવગ્રહ દોરવામાં આવે છે. સાથે એક પાણી ભરેલો લોટો રાખવામાં આવે છે. ભાતનું ઉંડિયું બનાવવામાં આવે છે. મુખ્ય સરાવનાર આજિયું લેનાર પુત્ર હોય છે એને જનોઈ અને ડાભની વીંટી અનામિકાએ પહેરાવવામાં આવે છે. સરાવવાની ક્રિયા કરાવનાર જ્ઞાતિનો જ માણસ લોટામાંથી આંગળીઓ વડે પાણી કાઢી પેલા સરાવવા બેસનારના હાથમાં ટપકાવે છે. સરાવનારો પણ ઉંડિયું મૂકી એજ લોટામાંથી આંગળીઓ વડે પાણી કાઢી ઉંડિયા પર ટપકાવે છે. આ ક્રિયાને 'પાણી પીવડાવવું' એમ કહેવાય છે. પાણી પીવડાવી રહે એ પછી છેલ્લે વિધવા સ્ત્રીને સરાવવા બહાર લાવવામાં આવે છે અને એના વડે સરાવવાનું કામ પૂરું થાય છે. આને છેલ્લું પાણી પીવડાવવું એવું કહેવાય છે. સરાવવા આવતી વખતે આ વિધવા પિયરમાંથી આવેલ શોકના લુગડાં પહેરાવે છે. આ લુગડાને પોથના લુગડાં પણ કહેવામાં આવે છે. અહીં વિધવા સ્ત્રીનો ચૂડી-ચાંલ્લો જતો રહ્યો હોઈ, પિયરપક્ષ તરફથી ચાંદીની કે સોનાની બંગડીઓ આપવામાં આવે છે, જે વિધવા સ્ત્રી પહેરતી હોય છે. આ ક્રિયા વખતે વિધવા સ્ત્રી છેલ્લું મોં વાળી લેતી હોય છે. કેટલેક ઠેકાણે તો માણસના મરી ગયાના દિવસથી સરામણાની વિધિ સુધી રોજ સવારે મરનારની સ્ત્રી વહેલી સવારે છેડો વાળીને રડે અને એનો રડવાનો અવાજ સાંભળી આજુબાજુની સ્ત્રીઓ એને રડતી અટકાવવા આવે એવો ચાલ હતો. હવે એ નામશેષ થતું જાય છે. તેરમાના જમણમાં લાડુનું જમણ કરાવવાનો શિરસ્તો છે. મરનાર પાછળ અંગત કુટુંબની સ્ત્રીઓ નાકની જડ કાઢી નાંખે છે જે માશિયાના

વિધિ પછી પહેરે છે. માશિયાનો વિધિ સામાન્યતઃ સવામહિના પછી કરવાનો રિવાજ છે, જેમાં ઘરની કુંવાસીઓ આવે છે. માટીના એક ઘડામાં અનાજ ભરી કુંવાસીઓને વહેંચી દેવામાં આવે છે. કુંવાસીઓને શોક બદલવાની સાડીઓ આપવામાં આવે છે. સામાન્યતઃ આ નવી સાડી દ્વારા શોક ભાંગ્યો એમ કહેવાય છે. આ સમાજના પ્રણામી સંપ્રદાયમાં માનનારા લોકો બારમા-તેરમાને બદલે 'પારાયણ' કરતા હોય છે. વળી કેટલાક બારમા-તેરમાની સાથે 'પારાયણ' પણ કરે છે. માબાપના મરણ પાછળ બારમું-તેરમું કે નાત કરવી એ મોભાનો પ્રસંગ ગણાય છે.

મરનારની અસ્થિ કેટલેક ઠેકાણે નર્મદામાં પધરાવવા જવાનો રિવાજ છે. કેટલાક સિધ્ધપુરમાં તો કેટલાક હરદ્વારની ગંગામાં આ અસ્થિ પધરાવે છે. અસ્થિ પધરાવવા જનારાઓમાં કાકા કુટુંબના સભ્યોને પણ લઈ જવાતા હોય છે. ઉત્તર ગુજરાતમાં કાર્તિક પૂનમે સરાવવાનો, અસ્થિ પધરાવવાનો વિધિ થતો હોય છે. આ સમયે ગરોસમાજ સરસ્વતીને કિનારે દોઢ દિવસ માટે એકઠો થતો હોય છે અને આ વિધિ સાગમટે થાય છે. વળી સમાજ જ્ઞાતિમાં થયેલ કેટલાક સામાજિક ગુનાઓ અંગે ચર્ચા વિચારણા કરી પગલાં લેતો હોય છે. આ કાર્તિક પૂનમના મેળાને 'કાત્યોક' કહે છે, જેનો મહિમા ત્યાંના સમાજમાં ખૂબ છે. બહેન-દીકરીઓને તેડવામાં આવે છે. મરનારની પાછળ પહેલાં ભાદરવા માસમાં નક્કી તિથિએ 'ધરો' કરવાનો પણ રિવાજ છે. છાબડીમાં ફળો વગેરે રાખવામાં આવે છે. 'ધ્રો' દ્વારા સરાવવાની ક્રિયા કરવામાં આવે છે. મરનારના મૃત્યુ પછીના પહેલા ભાદરવા માસના શ્રાદ્ધપક્ષમાં એનું શ્રાદ્ધ કરવામાં આવે છે. કુંવાસીઓ જમાઈઓ વગેરેને બોલાવવામાં આવે છે અને ખીર-દૂધપાકનો 'કાગવાસ' કરવામાં આવે છે. સહુને

જમાડીને ઘરના માણસો બહેન-દીકરીઓને થાળી અથવા લોટો વગેરેનું દાન કરે છે. કેટલાંક દરેક ભાદરવા માસમાં 'શ્રાદ્ધ' નાંખતા હોય છે, હવે ક્રમશઃ એ ઘટતું જાય છે.

**દેવનો ખ્યાલ**

આ સમાજ અનેક સંપ્રદાયોમાં વહેંચાયેલો છે. કેટલાક વિસ્તારમાં રામ ભગવાનમાં માનનારા લોકો છે, તો કેટલાક શ્રીકૃષ્ણમા, કેટલાક શિવ-શકિતમાં, કેટલાક ઈતરપંથમાં તો કેટલાક રામદેવપીરમાં માનનારા લોકો પણ છે. રામમાં માનનારા રામાનંદી ગણાય છે. કેટલાક ગાયત્રીમાં વિશ્વાસ ધરાવે છે. આના કારણે ધરતી પર કેવી રીતે આવ્યા એના જવાબો જુદા જુદા મળે છે. છતાં ચોર્યાસી લાખ ફેરાના અંતે મનુષ્ય જન્મ મળે છે એવી માન્યતા સર્વસ્વીકૃત છે. વળી કર્મના સિદ્ધાંતની થીયરી પર વિશ્વાસ ધરાવનારા આ સમાજનાં લોકો સારા કર્મ કર્યા હોય તો સારો અવતાર મળે એવું માને છે. ખરાબ કર્મ કર્યા હોય તો મનુષ્યેતર અવતાર મળે અથવા તો મનુષ્યમાં હીન અવતાર સાંપડે. પોતે આ જ્ઞાતિમાં જનમ્યા અને જે અપમાનો સહન કરવા પડે છે એ પણ બધું કર્માધીન છે, છતાં પણ શિક્ષણને કારણે આ બધી માન્યતાઓના વિરોધમાં હવે સૂર પ્રગટ થવા લાગ્યા છે. પ્રણામી સંપ્રદાયમાં માનનારા આ સમાજનાં લોકો પોતે અલગ જ માન્યતા ધરાવે છે. તેઓ માને છે કે પોતે પરમધામની બ્રહ્માત્માઓ છે અને અહીં પૃથ્વી પર અવતર્યા છે. પરમધામ એટલે અક્ષરાતીત પરમાત્માનું સ્થાન. આ સંપ્રદાયનાં લોકો ક્ષર, અક્ષરથી પર એવા અક્ષરાતીત પરમાત્માના અંશોની બ્રહ્મસૃષ્ટિ છે. આ બ્રહ્મસૃષ્ટિ પૃથ્વી પર માયાનો ખેલ જોવાની

ઈચ્છાથી અહીં આવી છે. પ્રારંભમાં વ્રજની ગોપીઓ તરીકે તે પરમધામમાંથી અવતરી હતી અને તે સમયે વિષ્ણુના અવતાર એવા કૃષ્ણના શરીરમાં ૧૧ વર્ષ અને બાવન દિવસ આ પરમધામના પરમાત્મા જેને સાંપ્રદાયિક રીતે શ્રીરાજજી કહે છે તેમનો જોશ હતો. શ્રીરાજજીએ શ્રીકૃષ્ણના તનમાં રહીને રાસલીલા કરી હતી. પરમધામની બ્રહ્મસખીઓ સાથે જે અહીં ગોપીરૂપે અવતરી હતી એમની સાથે રાસ ખેલ્યો હતો. આમ વ્રજની લીલામાં આ પરમ આત્માઓ અવતરી હતી એવી માન્યતા છે. એ પછી પણ માયાના ખેલના સુખ દુઃખનો અનુભવ કરવા આજ બ્રહ્મસૃષ્ટિ યોગમાયાની લીલામાં અવતરી હતી અને એ પછી જાગણીયુગમાં પણ આજ બ્રહ્મસૃષ્ટિ ત્રીજી વાર અહીં અવતરી છે. જેમનો ઉદ્ધાર શ્રી રાજજી મહારાજ કરે છે, કરશે એવું મનાય છે. આ પરમધામના અક્ષરાતીત પરમાત્મા ૧૧મી સદીમાં બે તનમાં અવતર્યા હતા. એક શ્રીદેવચંદ્રજીના તનમાં અને બીજા શ્રી પ્રાણનાથના તનમાં આ બ્રહ્મસૃષ્ટિને જાગૃત કરી માયાના ખેલમાંથી પાછી પરમધામમાં લઈ જવા માટેનાં આ અવતારો ગણાય છે. આ પ્રણામી સંપ્રદાયની વાત બીજા બધા સંપ્રદાયો કરતાં જુદી છે. ઈસ્લામ ધર્મ અને પ્રણામી સંપ્રદાયની એકતા આ સંપ્રદાયમાં બતાવવામાં આવી છે. ઈસ્લામ ધર્મના અલ્લાતાલા ખુદા એ બીજું કોઈ નથી પણ પરમધામના અક્ષરાતીત પરબ્રહ્મ પરમાત્મા શ્રી રાજજી મહારાજ પોતે છે એવું આ સંપ્રદાયના 'કુલજમ સ્વરૂપ સાહેબ' નામના ધર્મગ્રન્થમાં કહ્યું છે. એ સમયમાં કેટલાક ઈસ્લામીઓ પણ આ સંપ્રદાયમાં સામેલ થવાની વાત મળે છે. આ સંપ્રદાયના અનુયાયીઓ પોતાને ત્રણ સૃષ્ટિમાં ઉત્તમ એવી બ્રહ્મસૃષ્ટિના માનવો તરીકે માને છે જેઓ પોતાને સુંદરસાથ ગણે છે. ત્રિદેવાદિની સૃષ્ટિ ઈશ્વરી સૃષ્ટિ છે અને અહીંની પૃથ્વીપરના અન્ય માનવો જીવસૃષ્ટિના છે. આ

ગણતરીને કારણે ગરો સમાજના આ સંપ્રદાયના અનુયાયીઓ પોતાના જ ગરો સમાજના અન્ય પંથીઓને જરા જુદી નજરે જૂએ છે. આમ અવતાર વિશેની ભિન્ન માન્યતાઓ આ સમાજમાં પ્રવર્તે છે.

**રોટી વહેવાર, ખાનપાન, આહારવિહાર સંબંધી માન્યતા**

ગરો સમાજમાં આંતરિક કે પેટાજ્ઞાતિઓ નથી, જેમ કે બ્રાહ્મણોમાં તપોવન, ઔદિચ્ય, ટોળક, શ્રીમાળી વગેરે એવું અહીં નથી. એટલે રોટી-વ્યવહાર કે બેટી વ્યવહાર આખા સમાજમાં જ ચાલે છે. ખાનપાનના વિશિષ્ટ નિયમો પણ નથી. શું ખાવું કે શું ન ખાવું ? એવા નિષેધો પણ નથી. મોટાભાગનો સમાજ શાકાહારી સમાજ છે. વ્યકિતગત કે અંગત ધોરણે આજે કોઈ માંસાહાર કરતું હોય તો તે આખા સમાજને સાર્વત્રિક રીતે લાગું પડતું નથી. આ સમાજનો વ્યવસાય જ જયાં ધાર્મિક ક્રિયાકાંડ કરવાનો હોય ત્યાં શાકાહારી રહેવું જ ઉત્તમ ગણાય છે. જયાં હજુય ફળિયામાં કે એક વાસમાં રહેવાનું ટકી રહ્યું છે ત્યાં વાર તહેવારે સારું નરસું જમવાનું બનાવ્યું હોય તો વાડકી વ્યવહાર ટકી રહ્યો છે. યજમાન અને બ્રાહ્મણ વિશેની પરંપરાગત સમજ જયાં હજુયે ટકી છે ત્યાં બ્રાહ્મણ (ગરો-ગામોટ-ગોર) યજમાનને ત્યાં ધાર્મિક કે સામાજિક પ્રસંગોમાં જાય છે ત્યારે સીધું લઈ લેતો હોય છે ને સ્વયંપાકી બની રહેતો હોય છે. ગરો સમાજના ખોરાકમાં કોઈ ખાસ અનાજનો મહિમા નથી પણ જે તે પ્રદેશમાં જે અનાજ વધારે પાકતું હોય તે આ સમાજનો ખોરાક બની રહે છે. જે પ્રદેશમાં મકાઈ વધારે પાકે ત્યાં મકાઈ અને જયાં બાજરી-ઘઉં પાકે ત્યાં બાજરી-ઘઉં જેવા અનાજો ખોરાકમાં વપરાય છે. આજે એ ઓછું થયું છે, પણ એક સમયે

યજમાનોને ત્યાંથી મળતું અનાજ બાંધેલું રહેતું એટલે કે ગોર-ગામોટને ખળા વખતે કે અનાજ પાકયા પછીના સમયમાં બાંધેલાં વજનનું અનાજ મળતું.

સામાન્યતઃ શીરો એક વ્યાપક વાનગી છે. કોઈ મહેમાન આવ્યું હોય કે પછી કોઈ સપરમો દિવસ હોય ત્યારે શીરો બનાવવામાં આવે છે. સારા સામાજિક પ્રસંગે કંસારનું ચલણ છે. હાથે પાડેલી ઘઉંની સૂકવેલી સેવ કેટલેક ઠેકાણે હોળીના તહેવારમાં બનાવાતી હોય છે. લાડુ પણ બનાવાય છે. આ સમાજમાં કોનું આપેલું ખાવું કે કોનું આપેલું ન ખાવું આવા વિધિ નિષેધો નથી. શુભ-અશુભ અંગેની જે માન્યતાઓ વ્યાપક સમાજમાં છે તે જ માન્યતાઓ આ સમાજમાં પણ છે. હા, શિક્ષણે હવે એ બધું બદલ્યું છે. બિલાડી આડી ઊતરવી, છીંક થવી, વિધવા સ્ત્રી સામે મળવી, કાગડી કકળતી હોય તો આવા સમયે ન નીકળવું એવું હવે ઓછું થઈ ગયું છે. બદલાતી ઋતુઓ ગરો સમાજની રોજિંદા જીવનઘરેડને કશી અસર કરતી નથી.

**ખેતી સંબંધી વિધિ**

ગરો સમાજનો મોટો ભાગ યજમાનવૃત્તિ, કર્મક્રિયા-કાંડનો વ્યવસાય કરનારો છે. ખેતી કરનારા લોકો આ સમાજમાં ખૂબ જ ઓછી સંખ્યામાં છે. તેથી ખેતી વિષયક માન્યતાઓ અને વલણો અન્ય ખેડૂતો જેવા જ છે.

**પ્રજનન સંબંધી માન્યતા**

સામાન્ય રીતે સુવાવડી સ્ત્રી સવા મહિના સુધી ઘરમાં કશે અડકતી નથી. એ રીતે રજસ્વલા સ્ત્રી પણ

ચાર દિવસ સુધી રસોઈ વગેરેનું કામ કરતી નથી.

**ગૂઢવિદ્યા**

ભૂતકાળમાં આ સમાજ પણ ગૂઢવિદ્યા, મેલીવિદ્યામાં માનનારો હતો. નજર ઉતારવી, દોરાધાગા કરવા વગેરેમાં વિશ્વાસ ધરાવતો હતો. આ સમાજમાં હવે એમાંનું કશું રહ્યું નથી. મૂઠ મારવી, મૂઠ ઉતારવી જેવી ગૂઢવિદ્યા આ સમાજમાં કોઈકને જ આવડતી હતી. મૂઠ મારવી એટલે ચોક્કસ દિવસના ગાળામાં જેને મૂઠ મારી હોય તે તરફડીને મૃત્યુ પામે. મૂઠ ઉતારવી એટલે કે અમુક વ્યકિત પર આટલા દિવસની મૂઠ મારી છે તો એ મૂઠનો પ્રભાવ ઓછો કરવાની રીત. ભૂતકાળમાં દ્વેષદાવાને લીધે મૂઠ મારવાનું બનતું પણ તે જવલ્લેજ. કોઈનું ઢોર દૂધ આપતું ન હોય તો તેને માટે દોરો મંત્રીને અપાતો, જે ઢોરનો માલિક ઢોરને બાંધતો. નિઃસંતાન સ્ત્રીને સંતાન થવાની બાધા પણ આપવાનું બન્યાના ગણ્યાં ગાંઠ્યા દાખલાઓ મળે છે. માતાજીના અનુષ્ઠાનો, પાટ, નરસંગનો પાટ, રામદેવનો પાટ વગેરે આજેય કયાંક કરવામાં આવે છે. પાટ વખતે જ્યોત પ્રગટે અને લોખંડની સાંકળ તૂટે, આખી રાત પાટમાં ભજન વગેરે થતા હોય છે. નવરાત્રિના વ્રતો, અગિયારસ, ચોથ, જન્માષ્ટમી પૂનમ વગેરેના વ્રતો ઘણાં આજેય કરે છે.

**બડવાની વિદ્યા :**

બડવાની વિદ્યા વ્યાપકપણે બધે નથી હોતી, પણ ભૂતકાળમાં એ છૂટી-છવાઈ જગ્યાએ અસ્તિત્વમાં

હતી, ઉત્તર ગુજરાતમાં પેથાપુરના કેટલાક જ્ઞાતિજનો બડવા તરીકે ઓળખાતા. જાદુટોણા જેવી વાતો બધી ભૂતકાળની ગર્તામાં ખોવાઈ ગઈ છે.

**મંત્ર :**

મંત્રજાપ વગેરે આ સમાજમાં પ્રચલિત છે. યજમાનોને ગ્રહદશાના અનિષ્ટ ફળોથી બચાવવા નવ ગ્રહના મંત્રજાપ યજમાનો માટે કરવાનું હજુ ચાલે છે. શનિગ્રહના મંત્રો, ગુરુગ્રહના મંત્રો વગેરેનો જાપ યજમાને આપેલી દક્ષિણાના બદલામાં કરવામાં આવે છે. અનુષ્ઠાનો, પારાયણો, પર્વોત્સવો વગેરે સાંપ્રદાયિક રીતે આજેય પ્રચલિત છે, પણ એનું પ્રમાણ આજે ઓછું થતું જાય છે. મેલીવિદ્યા સમાજમાં પ્રચલિત હતી પણ હવે શિક્ષણના વિકાસે એ બધું દૂર કર્યું છે. પૂજારાની વિદ્યા કે ડાકણવિદ્યા આ સમાજમાં પ્રચલિત નથી.

**વારસાઈ**

બાપની મિલકત એના દીકરાઓને મળે. એક બાપના ચાર દીકરા હોય તો વારસાઈ હક એ ચારેય દીકરાઓને લાગે એવી વણલખી વાસ્તવિકતા છે. સમાજમાં કેટલાક ડાહ્યા માણસો એમ માનતા કે બાપનું ઘર નાના દીકરાને મળે પરંતુ એ વ્યવહારમાં ઓછું બનતું આવ્યું છે. બાપને દીકરીઓ હોય તો દીકરીઓને સામાન્યપણે બાપની મિલકતમાં હક મળતો નથી. દીકરીઓ એવો હક પણ કરતી નથી. નવા કાયદાઓ આવ્યા હોવા છતાં દીકરીઓની પોતાની સમજદારીથી જ આ બધું નભતું આવ્યું છે. વારસાઈ કરવાની હોય

તો દીકરીઓ સામાન્ય રીતે કશા વાંધા વિરોધ વગર પોતાના ભાઈઓના પક્ષમાં પોતાનો વારસાઈ હક જતો કરવાની ખુશીપૂર્વક સહમતી આપતી હોય છે. તેથી બાપની મિલકતમાં ભાગ અંગે ભાઈ-બહેન વચ્ચે વિવાદો થવાના બનાવો આ સમાજમાં જવલ્લે જ બને છે. એનું કારણ એ છે કે બહેન દીકરીના સામાજિક પ્રસંગોમાં બાપના પુત્રો, ભાઈઓ જ બહેન-દીકરીઓને ત્યાં બધું આપવાનો બોજ ઉઠાવતા હોય છે. સંતાન વગર કોઈ પુરુષ મરી જાય તો મરનાર પુરુષના ભાઈઓ અને ભત્રીજાઓને મરનારની મિલકતનો વારસો મળે એવું સામાન્યતઃ બને છે. જો મરનારને પુત્ર ન હોય અને પુત્રીઓ જ હોય તો પુત્રીઓના સામાજિક પ્રસંગો વખતે કાકાના ભાઈઓ જો આપવાનો વ્યવહારનો બોજો ઊઠાવી લે તો પુત્રીઓ વારસાઈનો હક જતો કરતી હોય છે. વિશિષ્ટ કિસ્સાઓમાં કયારેક આથી ઉલટું બનતું હોય તો એમાં નવા જમાનાની હવા અને કાયદાઓ કારણભૂત છે એમ માનવું.

સામાન્ય રીતે બાપાના મૃત્યુ પછી બાપના માથાનું કર્જ એનાં પુત્રને માથે જ હોય છે અને એને જ ચૂકવવું પડતું હોય છે.

ગરો સમાજ પરંપરાથી યજમાનવૃત્તિ પર નભતો આવેલો સમાજ છે. તેથી આ સમાજ પાસે જમીન કે મોટી મિલકતો મોટેભાગે હોતી નથી. બાપદાદાના વખતથી ચાલ્યું આવતું કાચું કે પાકું મકાન હોય અને સંતાનોની સંખ્યા પ્રમાણે એનો ભોગવટો થતો હોય છે. એમની મિલકત એટલે વારસામાં મળેલું ઘર. કુટુંબ બહોળું થાય એ પછી રહેવા માટે બીજું ઘર વસાવવામાં આવે એવું બને છે, નહીં તો એક ને એક જ ઘરમાં અનેક પેઢીઓ વસતી આવ્યાના ઉદાહરણો છે. જમીન હોય પણ એ તો કોઈકને જ. કેટલાંક ઢોરમાં ગાય

પાળતા, દૂરના ગામોએ જવું પડતું હોવાથી 'ઘોડો' રાખતા અને પાળતા.

આ સમાજમાં અંદરોઅંદર જ કહેવાતું આવ્યું છે કે 'સરસ્વતી તો આપણી જીભે જ વસે છે.' મતલબ કે આ સમાજનાં લોકો વાચાળ, કવિતભર્યું બોલવાવાળા, શબ્દની કળા સાથે પ્રીત રાખનારા હોય છે. કવિત કે કવિતા કરવામાં પણ પાવરધા હોય છે. સમાજની સભા ભરાઈ હોય કે પરગણાનું જ્ઞાતિપંચ ભરાયું હોય અથવા તો યજમાનોને ત્યાં ધાર્મિક કે સામાજિક પ્રસંગ હોય ને થોડું માણસ એકઠું થયું હોય ત્યારે ગોર કે ગામોટ બનેલી આ સમાજની વ્યકિત ઓઠા માંડે, સાખી કહે અને આવા સમૂહને રંગમાં લાવી દે એમ બને છે. ગાવા-બજાવવામાં પણ આ સમાજે હથોટી કેળવી છે. ગાવા-બજાવવામાં પણ આ સમાજ આગળ પડતો છે. ખાસ કરીને તબલાં, હાર્મોનિયમ વગેરે પર લોકોની હથોટી સારી છે. પારંપારિક ધાર્મિક કથાઓ યજમાનોને કહેવાની, ઉપદેશાત્મક વાતો કહેવાની તથા ધાર્મિક પ્રસંગોએ પણ યજમાનોની શ્રદ્ધા વધે એવું કહેવાની રીતિને કારણે આ લોકો આ બાબતે પાવરધા હોય છે. કેટલેક ઠેકાણે શ્રાવણ માસના પવિત્ર તહેવારોમાં ગુજરાતી ભાષામાં લખાયેલ રાગરાગિણીવાળું મધ્યકાલીન મહાભારત યજમાનોને ગાઈ વાંચી સંભળાવવાની પંરપરા હતી. દેશી ઢાળો અને રાગો પર આ સમાજના ઘણા બધા લોકોની હથોટી બેસેલી. હવે એ રાગરાગિણીના જાણકારો નહીંવત રહ્યાં છે.

બાળકોને પડેલ ગળું બેસાડવું, ગાતડી ભીડવી વગેરે શારીરિક ઉપચારાત્મક આવડતો આ સમાજમાં સ્ત્રીઓ અને પુરુષો પાસે છે, જે આજે મૃતઃપ્રાય બની ગઈ છે અથવા તો અલ્પસંખ્યક સ્ત્રી-પુરૂષોમાં રહે

છે.

**કરાર, બોલી/ કબૂલાત**

આ સમાજ મોટેભાગે કોઈ મોટી આર્થિક લેવડદેવડવાળો વ્યવસાય કરતો હોતો નથી, તેથી કોઈ મોટા કરારો, કબૂલાતો કરવાનો પ્રશ્ન ઊભો થતો નથી. આ સમાજનાં લોકોનો વ્યવસાય યજમાનવૃત્તિ હોય છે. ગામગરાસ કે ગામોટું તરીકે ઓળખાતા યજમાનો જ એમની આજીવિકા માટેના વ્યવસાયનું કેન્દ્ર પરંપરાથી જ હોય છે. બાપના યજમાનો બેટાના યજમાનો બની રહે છે. એક બાપને એક કરતા વધુ દીકરા હોય તો તેઓ યજમાનોના ભાગ પાડી વહેંચી લેતા હોય છે. એ રીતે યજમાનોની પેઢીઓમાં પણ સંખ્યા વધે તો જેના ભાગમાં જે યજમાન હોય તેને જ એ સંખ્યાનો લાભ મળતો. આ સમાજનાં લોકો પાસે ભાગ્યેજ જમીન કે ઝાડ વગેરે હોય છે. પશુપાલનનો વ્યયવસાય નથી, તેથી પશુઓની લે-વેચના પ્રશ્નો કે ગૂંચો અહીં નથી. એક કરતાં વધુ પત્ની રાખવાના દાખલા પણ જવલ્લે જ જોવા મળે છે. પુરુષ બીજી પત્ની કરે તો એ સંતાનપ્રાપ્તિના હેતુથી જ કરતો હોય છે. બહુપતિત્વનો ખ્યાલ તો આ સમાજમાં છે જ નહીં. અહીં નૈતિક રીતે પતિ-પત્ની વચ્ચે જ જાતિય રીતે સંબંધ હોવાથી બીજાઓ સાથે આવા સંબંધો રાખવાના પ્રશ્નો ઊભા જ થતા નથી. કન્યાની સાટાપદ્ધતિ પણ આ સમાજમાં નથી. સગર્ભા સ્ત્રી સાથે કોઈ પુરુષ લગ્ન કરે તેવું આ સમાજમાં બનતું જ નથી. લગ્ન અંગે આ પૂર્વે કહેવાઈ ચૂકયું છે, હા, પુનઃલગ્ન વખતે કોઈ સ્ત્રી એના આગલા પતિનું બાળક લઈને બીજા ઘેર જાય ત્યારે એવા સંતાનને આંગળિત કહે છે પણ એવું જવલ્લેજ

બને છે. આંગળિયાત બાળકનો ઉછેર નવો પિતા કરે અને એને પરણાવે પણ ખરો. મિલકત અંગેના પ્રશ્નો વૈયકિતક ધોરણે ઉકેલાતા હોય છે. ખેતી સાથે પાણીનો પ્રશ્ન જોડાયેલા છે જે આ સમાજને લાગુ પડતો નથી.

**સમાજનો પંચ/ કાનૂન**

આ સમાજમાં પંચનું અસ્તિત્વ છે. ગામપંચ હોય તે જે તે ગામની જ્ઞાતિના વ્યાવહારિક પ્રશ્નોનો ઉકેલ મળીને કરે છે. આ સમાજમાં 'પંચ' એટલે કોઈ ચોક્કસ પાંચ-પંદર નક્કી કરેલા માણસો નહીં. પંચ એટલે જ જ્ઞાતિ સમૂહ, પણ હા કોઈ ગૂંચના ઉકેલ માટે વડીલો વડીલો મળીને 'ન્યાય' કરે એ બાબત અહીં સ્વીકારાઈ છે. આ સમાજ ચોરી, લૂંટથી સો જોજન વેગળો રહેલો સમાજ છે. સાદું, નૈતિક જીવન જીવતો આ સમાજ અનીતિના માર્ગે કશું પ્રાપ્ત કરવામાં માનતો નથી.

આ જ્ઞાતિમાં ગામપંચ, પરગણાના સમૂહના સંઘપંચોનું અસ્તિત્વ આજે પણ છે. ગામનું પંચ ગામમાં સામાજિક રીતરિવાજોની બાબતો નક્કી કરે છે. એનો ભંગ કરનાર સાથે ગામપંચ દંડ કે બહિષ્કારના આકરા પગલાં લે છે. છોકરીએ કરેલ જ્ઞાતિ બહારના લગ્ન અંગે એના મા-બાપને ગામપંચનો દંડ ભોગવવો પડે છે, જો દંડ ન ભરે તો બહિષ્કાર સહન કરવાની તૈયારી પણ રાખવી પડે છે. જો કે હવે તો નવી હવાએ ઉદારમત કેળવવાનું શરૂ કર્યું છે. પરગણાપંચે નક્કી કરેલા નિયમો મુજબ જ પરગણાના ગામોમાં સર્વ સામાજિક પ્રસંગો ઉજવવાના હોય છે. પરગણાના પંચનું કે પરગણાના સમૂહસંઘપંચનું મળવું વરસમાં

એકાદ બે વાર તો થતું હોય છે જ, જે સમયે જૂના નિયમો અપ્રસ્તુત થયા હોય તો તેને સ્થાને નવા નિયમો નક્કી કરવા, સમાજનું નવું બંધારણ કરવું કે બંધારણમાં ફેરફાર કરવા જેવાં કાર્યો થતાં રહેતા હોય છે. સમાજનું બંધારણ એટલે કે સામાજિક રિવાજો અને રીતો નિભાવવાના નિયમો.

**સમાજની ભાષા**

આ સમાજને એની આગવી બોલી છે, જેને કનારસી બોલી કહે છે. આ બોલીની આ સમાજના લોકો અંદરો-અંદર ઉપયોગ કરે છે. ઘરમાં રોજબરોજના અંદરો-અંદરના વ્યવહારમાં એનો ઉપયોગ થતો નથી. કયારેક યજમાનો વચ્ચે કશીક ખાનગી કે અંગત વાત કરવી હોય અથવા અન્યત્ર એમ કરવું હોય ત્યારે આ સમાજના લોકો અંદરો અંદર વાત કરવા આનો ઉપયોગ કરે છે. આ બોલી ગુજરાતના ગરો સમાજમાં સર્વત્ર વ્યાપક છે, પણ નહીંવત્ છે. રોજબરોજના ખૂબ જ સામાન્ય, અતિવપરાશવાળા શબ્દો જ આજે પ્રચલિત છે. આ બોલીની શબ્દસંખ્યા માંડ બસો-ત્રણસોથી વિશેષ હોઈ શકે એમ નથી પણ પ્રચલિત શબ્દો તો માંડ પાંચ-પચીસ. સમાજના લોકો એવું ઈચ્છે છે કે આ 'ખાનગી' બોલી ઈતર સમાજના લોકો ન જાણે એમાં જ સમાજનું હિત છે. એટલે આ સમાજની કોઈ વ્યક્તિ ભાષાકીય કે સાહિત્યિક સંશોધનના સંદર્ભે આ બોલીના શબ્દોની છણાવટ કરે તો સમાજને ગમતું નથી. આ બોલીની વિશેષતા એ છે કે રોજિંદા જીવનમાં ઉપયોગી વસ્તુઓ, વ્યક્તિઓ, જેનો સતત સંપર્ક થતો રહેતો હોય એવી જ્ઞાતિઓ વિશે જ શબ્દો મળે છે. જો કે નવી પેઢી આ બોલીની ઓછી જાણકારી ધરાવે છે.

**વ્યવસાય :**

આ સમાજનો વ્યવસાય યજમાનવૃત્તિ છે એવું અગાઉ અનેક રીતે કહેવાઈ ગયું છે એટલે વણકર, ચમાર, તીરગર આદિ સમાજમાં બ્રાહ્મણ તરીકેના કર્મકાંડો કરવા, પૂજા કરાવવી, સામાજિક પ્રસંગોની ધાર્મિક વિધિઓ કરવી અને ગોર, ગામોટના કાર્યો કરવા એ આ સમાજનો વ્યવસાય છે. લગ્નપ્રસંગે ગણપતિ સ્થાપવાનો વિધિ, ચોરીમાંનો લગ્નવિધિ, ગ્રહપૂજા, ગોત્રપૂજા, આદિ કાર્યો ધાર્મિક વિધિની રીતે આ સમાજની વ્યકિતઓ કરે છે. મરણ પ્રસંગે સરાવવાની વિધિ, બારમા-તેરમાનો વિધિ, શ્રાદ્ધ કરવાનો વિધિ વગેરે આ સમાજના લોકો કરે છે. આવી વિધિઓ કરાવતી વખતે એમને આ કાર્યો માટે રોકડ રકમ વગેરે મળે છે એટલું જ નહીં પૂજાની વિધિ વખતે મૂકાતી વસ્તુઓ, કાપડ, અનાજાદિ પણ આમને જ મળતું હોય છે.

આ સમાજના લોકોને પોતાના નિશ્ચિત યજમાનોનો નિશ્ચિત 'ગરાસ' હોય છે એટલે કે આ સમાજ જે ગામમાં રહેતો હોય એ ગામમાં જો વણકરાદિ જ્ઞાતિના લોકો રહેતા હોય કે એની આજુબાજુના ગામોમાં તો એમાંના કેટલાક અમુકના યજમાનો હોય, એમાંના બીજા કેટલાક તમુકના યજમાનો હોય એટલે અમુક ગામના ગામ કોઈ એક ગરોબ્રાહ્મણના હોય તો અમુક ગામ કોઈ બીજા ગરોબ્રાહ્મણના પણ હોય, એ રીતે જે ગરોબ્રાહ્મણની યજમાન સંખ્યા કે યજમાન ગામોની સંખ્યા (જેને ગરાસ કહેવામાં આવે છે) એ પ્રમાણમાં મોટી હોય તે ગરોબ્રાહ્મણ એક કાળે માલદાર-પૈસાદાર ગણાતો. જેનો ગરાસ મોટો એ ગરોબ્રાહ્મણ મોટો. એક વખતે પોતાની દીકરીની સગાઈ કે સગપણ એવા ઘરે કરાતું હતું જે ઘરનો ગરાસ મોટો હોય. જેનો

ગરાસ ટૂંકો કે નહીંવત્ હોય એને ત્યાં દીકરી નાંખવા બાબતે લોકો વિચાર કરતા. ગરાસની બાબતોમાં પણ એવું હતું કે કેટલાક ગરાસમાંથી આવક, બીજા ગરાસના પ્રમાણમાં વધારે થાય તે ગરાસને મહત્ત્વનો ગણાતો. ગરો સમાજની વ્યકિત આ ગરાસ બાબતે પરસ્પર વાત કરે ત્યારે પોતાના ગરાસોની તુલના કરતા. કેટલાક ગરો બ્રાહ્મણ યજમાનો પાસે દરેક ક્રિયાવિધિની દક્ષિણાની રોકડ રકમ અને ચીજવસ્તુઓ જે ગામોટને આપવાની થતી હોય તેનો નિયમ કરાવડાવી દેતા એટલે કે મળવા-પાત્ર દાન દક્ષિણા મહેનતાણું વગેરે બાંધી દેતા, જેને 'બાંધેલું' કહેવાય છે. ઉદાહરણ તરીકે કન્યા પરણાવવાની હોય તો એ વિધિ કરાવવાની દાન-દક્ષિણા પેટે ચોક્કસ રકમ નક્કી જ કરેલી હોય. રક્ષાબંધન નિમિત્તે પોતાના યજમાનોને રાખડી બાંધવી, યજમાનોની માંગણી હોય તો તેમના ઢોર માટે રાખડી આપવી વગેરેમાંથી પણ આવક થતી હોય છે. જેમનો ગરાસ મોટો હોય તો તે ગરોબ્રાહ્મણ રક્ષાબંધન વખતે અઠવાડિયા પહેલાં રાખડીઓ લઈ યજમાનોને ઘેર-ઘેર પહોંચાડવાનું કામ કરે છે. કેટલીક જગ્યાએ બેસતા વર્ષને દિવસે યજમાનોને ત્યાં આખાએ વરસનો વરતારો વાંચવા જવાનો રિવાજ પણ છે. યજમાનોના સીમંતના, સગાઈના, લગ્નના વગેરેના મુહૂર્તો જોવાનું કામ વ્યવસ્થાના ભાગરૂપ જ છે. એટલું જ નહીં યજમાનોને ત્યાં જન્મેલ બાળકોના નામ જોવા, યજમાનોની ગ્રહદશા જોવી, ટીપણું જોવું વગેરે પણ વ્યવસાયના ભાગરૂપ કર્મો જ છે. આવા કામો વખતે એમને દાન-દક્ષિણા મળી રહેતી હોય છે.

**બહુપત્નીત્વ :**

મોટેભાગે આ સમાજ એક પત્નીત્વમાં જ માનનારો સમૂહ છે એટલે બહુપત્નીત્વમાં આ સમાજ વિશ્વાસ ધરાવતો નથી. કયારેક જવલ્લે એવા દાખલા બન્યા છે કે દંપતિ નિઃસંતાન હોય તો સંતાનની અપેક્ષાથી સંતાનપ્રાપ્તિની ઈચ્છાથી પુરુષે પ્રથમ પત્નીની સહમતિથી બીજા લગ્ન કર્યા હોય. વર્તમાનમાં શિક્ષણથી કેળવાયેલી સમજદારીને લીધે તથા કાયદાના બંધનને લીધે પણ આ સમાજમાં બહુપત્નીત્વવાળી વાત બનતી નથી. દિવરવટુનું બંધન આ સમાજમાં નથી, એવા કિસ્સા તો શોધ્યે જડે એવા નથી.

આ સમાજમાં સ્ત્રીને પહેલે ખોળે પુત્રી જન્મે તો 'લક્ષ્મી જન્મી'- એવો મત પ્રગટ કરી ખુશ થનારા ઘણાં છે પણ જો પહેલે ખોળે સ્ત્રીને પુત્ર જન્મે તો એનો આનંદ કુટુંબને હોય છે. સ્ત્રીને જો એક કરતાં વધુ પુત્રીઓ જન્મે તો એવી સ્ત્રી પ્રત્યે કુટુંબમાં છૂપો (કયારેક જાહેર) અણગમો દર્શાવવાની માનસિકતાંમાંથી આ સમાજ મહદંશે હવે બહાર આવવા લાગ્યો છે. શિક્ષણે આજે આવી માનસિકતાથી બહાર આવેલ શિક્ષિત દંપતીઓ પણ આપ્યા છે. સંતાનોની સંખ્યામાં પણ હવે નિયંત્રણો આવ્યા છે.

**ઘરજમાઈ :**

સાટા પદ્ધતિથી કન્યાની આપ-લે થવી એ બાબત પ્રસંગ પર આધારિત છે. સમાજમાં આવી બાબતને ટાળવામાં આવે છે, પણ કન્યા ન મળે એવી અનિવાર્ય સ્થિતિમાં આવું થતું હોય છે. આ સમાજમાં બહુપતિત્વનો ખ્યાલ જ નથી. વળી ઘરજમાઈ પ્રથા પણ સદંતર બંધ છે. હા, પુત્ર વગરની ઘરડી સ્ત્રી વિધવા હોય અને પોતાની દીકરી જમાઈને ત્યાં રહેવા જાય તો એનો કશો વાંધો વિરોધ નથી. સ્ત્રીના પુનર્લગ્ન

થાય ત્યારે એના આગલા ઘરનું સંતાન એ જયાં પરણે ત્યાં લઈ જાય એવા કિસ્સા બને છે અને એનો જ્ઞાતિગત કશો વિરોધ હોતો નથી.

આ સમાજ મુખ્યત્વે ગામડાઓમાં અને ગામડાઓની નજીકના નગરોમાં છૂટાછવાયા વસેલા છે. નગરમાં વસેલા લોકો નોકરી ધંધાર્થે જ વસેલા હોય છે. નવા જમાનામાં બાળકોના શિક્ષણ માટે પણ લોકો નગરમાં વસવા લાગ્યા છે. મોટેભાગે નગરમાં વસનારા લોકો સમૂહમાં એક જ સોસાયટીમાં વસવાનું પસંદ કરે છે. આ સોસાયટી પણ મોટેભાગે વણકરાદિ જ્ઞાતિના લોકો નગરમાં જયાં રહેતા હોય છે એમની આસપાસ જ બંધાતી હોય છે. કયારેક એ જ જૂની પરંપરા પ્રમાણે યજમાનની સોસાયટીમાં એક બે મકાન આ ગરો સમાજના લોકોના હોય એવું પણ દેખાવા લાગ્યું છે. ટૂંકમાં આ સમાજના લોકોનો નગરનિવાસ મોટેભાગે સવર્ણ લતાઓમાં નથી હોતો, અને જયાં હોય છે એવા દાખલા આંગળીને વેઢે ગણાય તેટલા જ હોય છે. આ જ્ઞાતિજનોના શહેરના નિવાસો- સોસાયટીઓ ઠીકઠીક કહેવાય એવા વિસ્તારમાં હોવાના કારણોમાં એક તો એ છે કે આર્થિક રીતે પોષાય એવી જમીન-મકાનો પરાં વિસ્તારમાં જ ઉપલબ્ધ છે. સવર્ણ ગણાતા લતાઓમાં પછાત ગરોબ્રાહ્મણને કોઈ મકાન કે જમીન આપતું નથી (ભાગ્યે જ કોઈ આપે છે.) કેટલીક વાર એવું બને છે કે સવર્ણ વિસ્તારમાં ભૂલેચૂકે કોઈ ગરો બ્રાહ્મણ રહે તો પોતાને અસ્પૃશ્યતાને લીધે સહન ન કરવું પડે એ માટે એ જ્ઞાતિ પણ છુપાવતો હોય છે, પણ આવા દાખલાય જૂજ હોય છે.

સામાન્ય રીતે કુટુંબનો વડો દાદા (હયાત હોય) અન્યથા પિતા- બાપા હોય છે, જે મોભીનું સ્થાન

ધરાવે છે. મોટેભાગે સંયુકત કુટુંબની પ્રથા એકાદ પેઢીથી વધુ લાંબી ટકતી નથી. સંતાનો મોટા થાય, બીજે ગામ રહેતા થાય એટલે આપોઆપ વિભકત કુટુંબપ્રથા સહજમાં અમલમાં આવે છે. મોભીનો નિર્ણય સર્વદા સ્વીકાર્ય બનતો હોય છે. માતા-પિતાનું સ્થાન આદરણીય છે. સંતાનોને ક્રમાનુસાર માન અપાતું જ હોય છે. નિર્ણયોની બાબતમાં પિતાની હાજરીમાં પુત્ર નિર્ણય કરતો નથી.

શુદ્ધ સમજ પૂર્વકની સાહિત્યિક વાચાળતા નહીં, પણ અન્ય જ્ઞાતિઓ કરતાં સારી વાચળતા આ સમાજમાં છે. ગાવું બજાવવું એ વ્યકિતગત રીતે આવડતના ભાગરૂપે આવે છે. હા ચિત્રો કરવાની આવડત આ સમાજમાં જાણે કે પરંપરાથી જ આવી હોય એમ લાગે છે. તૂરી જ્ઞાતિ જો આસપાસ રહેતી હોય તો ભૂતકાળમાં ગરો સમાજની કોઈ વ્યકિતએ ભવાઈ વેશમાં ગાવાનું કામ કર્યું હોય એવા મૌખિક ઉલ્લેખો મળે છે, પણ એ જવલ્લે જ. માટીકામ, વાંસકામ, રેસાકામ સાથે આ સમાજને કોઈ લેવા દેવા નથી.

## પશુ-પંખી વિશેનો દષ્ટિકોણ

પશુઓમાં ગાયને પૂજય ગણે છે. ભૂતકાળમાં કોઈના ઘરે ગાય પળાતી, કોઈક બકરી પણ પાળતા પણ એ નહીંવત અને હવે તો એ નામશેષ થયું છે. કેટલાક પોપટ પણ પાળતા. ગાયના શુકનમાં સમાજની વ્યકિત માને છે. ઘુવડ બોલે એ નુકસાનકર્તા હોય બિલાડી ઉતરે એ નુસાનકર્તા હોય એવી વાતોમાં હજુયે કેટલાક લોકો વિશ્વાસ ધરાવે છે. કૂતરો યમનો દૂત છે એવી ધાર્મિક માન્યતા સાથે આ સમાજ તટસ્થ છે. નોળિયાને શુકનિયાળ મનાય છે. વરસાદની આગાહી કરનારા પંખીઓ વિશેની વ્યાપક માન્યતા સામે આ

સમાજને કશો વાંધો વિરોધ નથી. કૂતરાં રડે એ અપશુકનિયાળ છે, એવું માનનારા આજેય ટકયા છે

**વનસ્પતિ જગત/ પ્રાકૃતિક તત્વો વિશેની દૃષ્ટિ**

અગાઉ કહ્યું તેમ 'કૃષિ' સાથે આ સમાજને એવી નિસ્બત નથી કે એ વિશે આ સમાજની કોઈ વિશિષ્ટ માન્યતા હોય. પીપળાને આ સમાજ પૂજય ગણે છે. તુલસીને પવિત્ર માને છે તેથી આંગણામાં તુલસી પણ કેટલાક ઉછેરે છે. હવે કૂંડામાં પણ ઉછેરે છે. પણ એ બધું હવે વ્યકિતગત ધોરણે જ રહ્યું છે. વરસાદની આગાહી, વરસ કેવું જશે એની આગાહીઓ માટે આ સમાજની જૂની પેઢી 'ભડલી વાકયો' પર વિશ્વાસ ધરાવતી, જૂની પેઢીને તો ભડલી વાકયો કંઠસ્થ હતા. અમુક તિથિએ વરસાદ પડે તો વરસ સારું જશે, અમુક તિથિએ વરસાદ પડે તો વરસ ઠીકઠીક જશે એવું આ સમાજની જૂની પેઢી કહેતી.

**કુટુંબના અને સગપણના સંબંધો અને તેનું મહત્વ**

આ સમાજમાં કુટુંબના વડા તરીકે દાદા પછી પિતાનો મોભો હોય છે. જયાં સુધી ચાલે ત્યાં સુધી સંયુકત કુટુંબ હોય પછી ધીમે ધીમે કુટુંબ વિભકત થતુ જાય છે. માતા-પિતાનું સ્થાન આદરણીય જ ગણાય છે. સંતાનોમાં મોટા-નાનાનો ખ્યાલ રાખીને યોગ્ય માનપાન અપાતું હોય છે. જીવનસાથીની પસંદગી વડીલો દ્વારા કરવામાં આવતી હોય છે.

**મૈત્રી અને દુશ્મની (સ્વ અને પર)**

આ સમાજમાં મૈત્રી, દુશ્મનીના ખ્યાલો વિશે કશું વિશેષ નથી પણ મોટેભાગે એવું જોવા મળે છે કે કુળાભિમાનને કારણે એકાધિક કુળ રહેતા હોય તો ત્યાં એક કુળ બીજા કુળને ઊતરતું ગણે છે. જેમ કે એક જ ગામ, ફળિયામાં 'અ' નામનું એક કુટુંબ રહેતું હોય જેની પેઢીઓના ઘરો પાંચ-સાત કે દશ હોય અને એક બીજુ 'બ' નામનું કુટુંબ રહેતું હોય જેની પેઢીનાં ઘરો થોડાં ઓછાં હોય તો પેલું વધારે ઘરવાળું કુટુંબ ખોટું અભિમાન ધરાવે છે. 'અ' અને 'બ' કુટુંબો રહેતાં હોય ત્યાં એક કુળના ઈષ્ટ દેવ-દેવીને ધરાવેલ નૈવેધ-બીજા કુટુંબના માણસોને વહેંચાતું નથી હોતું. એટલું જ નહીં, પોતાની કુળદેવી-દેવતાને કરેલો ઘીનો દીવો બીજા કુળવાળા જોઈ ન જાય એની તકેદારી પણ રાખતા હોય છે. આવી પરંપરાગત માન્યતાઓ કેવી વાહિયાત છે/ હતી એનો હવે નવી પેઢીઓને ખ્યાલ આવવા લાગ્યો છે.

સામાન્ય રીતે ગરો સમાજ અન્ય પછાત જ્ઞાતિઓ જેવી કે વણકર, ચમાર, તુરી, રોહિત આદિ કરતાં પોતાની જ્ઞાતિને ઊંચી ગણે છે. એનું એક મુખ્ય કારણ એ છે કે આ સમાજનું ગરો જ્ઞાતિનું કામ વ્યવસાય તરીકે બ્રાહ્મણોનું જ છે. ધાર્મિક ક્રિયાકાંડ-પૂજા વગેરેથી જોડાયેલ આ જ્ઞાતિ હોવાથી એ ઉપર ગણાવેલી જ્ઞાતિના બ્રાહ્મણ તરીકે જ ઓળખાય છે, તેથી જેમ વ્યાપક સમાજમાં બ્રાહ્મણોનું જે માનમોભાવાળું સ્થાન છે, તેવું જ માનમોભાવાળું સ્થાન ગરો બ્રાહ્મણનું આ જ્ઞાતિઓમાં પણ છે. અન્ય જ્ઞાતિઓની તુલનામાં ગરો સમાજની રહેણીકરણીમાં પરંપરાથી જ થોડો ફેર હોય છે. અર્થાત ઘરમાં સેવાપૂજા કરવી, વાર તહેવારે વ્રત ઉપવાસ કરવા, ધાર્મિક અને સામાજિક ચોખ્ખાઈ રાખવી વગેરે બાબતોમાં આ સમાજ સતર્કતાથી જીવે

છે. જો કે આ જ્ઞાતિના લોકો અડકવાની આભડછેટ રાખતા નથી. ગરો જ્ઞાતિ અન્ય આ જ્ઞાતિઓ સાથે સદંતર બેટી વ્યવહાર નથી રાખતી.

મોટેભાગે નદીમાં પેશાબ કરવો ન કરવો એ બાબતે જ્ઞાતિગત રીતે કશા વિધિનિષેધો નક્કી હોતા નથી. અન્ય સમાજ સાથેની ઉચ્ચઅવચતા વિશે ઉપર કહેવાયું છે તેને ધ્યાનમાં લેવું.

**વિશ્વના તત્વોની જીવન પર અસર વિશે માન્યતા**

ગ્રહોની અસર જીવન પર પડે છે એવું આ સમાજ માને છે. ગ્રહણની અસરોમાં પણ આ સમાજ માને છે, એટલે ગ્રહણ વખતે ભોજન ન કરવું. ગ્રહણ વખતે ગર્ભવતી સ્ત્રીએ બહાર નીકળવું નહીં વગેરેમાં આજે વિશ્વાસ ધરાવનાર પેઢી બચી છે. આ જ્ઞાતિ ચંદ્ર-સૂર્યને પૂજનીય ગણે છે અને રાશિમાં ચંદ્રાદિ ગ્રહોના સ્થાન વિશે વિશ્વાસ ધરાવે છે.

**અન્ય સમાજની સાથે પોતાની ઉચ્ચ-અવચતાની ધારણા**

એક જમાનામાં યજમાનોએ રાંધેલું ખાવાની બાબતમાં કેટલાક છોછ રાખતા પણ હવે ઘટી ગયું છે. અન્ય જ્ઞાતિઓના સામાજિક પ્રસંગોમાં હાજરી આપવા બાબતે કશા નિષેધો નથી.

**પવિત્રતા અને અપવિત્રતાની વિભાવના**

પવિત્ર-અપવિત્રના ખ્યાલરૂપે સામાન્ય જન સમાજની માન્યતા સાથે આ સમાજની માન્યતા સરખી

છે. મંદિરની આસપાસની જગ્યા પવિત્ર ગણાય છે. સવારના સમયને પણ પવિત્ર ગણવામાં આવે છે. સંધ્યા ટાણાનું મહત્ત્વ પણ ઘણું છે. ઉંમરલાયક વ્યકિતને માન આપવું એ સાદો નિયમ અહીં પણ પળાય છે. બહેનને અને ભાણેજને પણ સમાજ પૂજયભાવે જ જૂએ છે. તુલસી, પીપળો વગેરેને પવિત્ર માનવામાં આવે છે. ગાયને પણ પૂજનીય ગણવામાં આવે છે. ઘરના ઉંબરાને પણ પવિત્ર ગણવામાં આવે છે. દેવગોખનો ભાગ પણ પવિત્ર ગણાય છે. પૂર્વ દિશાને અર્થાત ઉગમણી દિશાને પણ પવિત્ર ગણે છે. સામાન્ય રીતે દારૂનું ચલણ આ સમાજમાં નથી. વ્યકિતગત રીતે કોઈ એનો ઉપયોગ કરે એ જુદી વાત છે. ડાકણ ભૂતમાં માનનારી પેઢી હવે રહી નથી. કોઈની હાજરીમાં જમવું ન જમવું જ્ઞાતિગત વિશેષ માન્યતા નથી. સમાજિક રીતે અન્ય બિનપછાતોને ત્યાં બેસવા ઊઠવા જવાનું બનતું હોય છે. એનાં કારણોમાં એક કારણ સહનિવાસ કે એક જ વિસ્તારમાં રહેવાની બાબત પણ છે. વળી ગરો સમાજનો આધાર-જીવનનિર્વાહ ક્ષેત્ર જ આ જ્ઞાતિઓ હોવાથી પણ એકબીજાને ત્યાં બેસવા ઉઠવા જવું આવવું બનતું હોય છે.

પવિત્ર-અપવિત્રતાના ખ્યાલો સામાન્ય સમાજ જેવા હોય છે. સ્ત્રીઓ ઋતુધર્મ પાળતી હોય છે તો સુવાવડનું સૂતક પણ પળાતું હોય છે. વળી બહાર નીકળતી વખતે કે બહાર ગામ જતી વખતે ચોઘડિયાં જોઈને નીકળવામાં આ સમાજ માને છે. ત્રિભેટે ભૂતડાકણનો વાસ હોય, બપોરે એકલ સ્થળે રડવું નહીં, બપોરે એકલ સ્થળે 'આવજો' કહેવું નહીં વગેરેમાં માનનાર જૂની પેઢી હવે નામશેષ થતી જાય છે. જમતી વખતે પહેલો ગ્રાસ કાઢવો, ચા-દૂધ પીતી વખતે કપ-ગ્લાસમાંથી એક આંગળી વડે ચા કે દૂધના ટપકાં

જમીન પર ટપકાવવાં (અર્ધ્યની રીતે) વગેરેમાં વિશ્વાસ ધરાવતી વયસ્ક પેઢી હજુ ટકી છે. ગામડામાં આંગણામાં તુલસીકયારો હોય એવું આ સમાજની શ્રદ્ધાનો એક ભાગ છે. શીતળાસાતમે શીતળામાતાની પૂજા, હોળી વખતે 'હોળી'ની પૂજા વગેરે પણ હજુ ટકયું છે.

### મનોરંજનની રીતો

અન્ય સમાજની જેમ મનોરંજન મેળવાતું હોય છે.

### સમાજની ઓળખરૂપ વિશિષ્ટ આવડતો

જયોતિષ આ સમાજની વિશેષ આવડત ગણાય છે, તેથી અન્ય ઊંચી ગણાતી જ્ઞાતિઓના કેટલાક લોકો જયોતિષ વગેરે માટે આ સમાજના આ વિષયના જાણકારો પાસે આવતા હોય છે. વાણીવિલાસ કરવાની, સમૂહ ભેળો થયો હોય ત્યારે અર્થના અનર્થ કરવાની, મૂળ અર્થથી જુદો અર્થ નિષ્પન્ન કરી હાસ્ય નિપજાવવાના બૌદ્ધિક આયામો કરવામાં આ સમાજની વ્યકિતઓ જાણીતી બની છે.

### સંગીત-વાદ્ય

આ સમાજમાં સંગીતનું કોઈ જ્ઞાતિગત મહત્ત્વ નથી કે નથી સાંગીતિક વાદ્યોનું પણ એક સમયે તંબૂરો જેવું તંતુવાદ્ય સમાજની ગણીગાંઠી વ્યકિતઓ વગાડતી. તબલાં વગેરે પર ઘણાની હથોટી હોય છે. આ બધું વિધિસરનું કે શાસ્ત્રીય સ્તરનું નહીં કંઠની હલક હોય તો કેટલાક ગાનારાઓ હતા પણ એય શાસ્ત્રીય

રીતે નહીં. હાલ હેમંત ચૌહાણ કે ઈન્દિરા શ્રીમાળી જેવા લોકગાયકો ખાસા પ્રચલિત બન્યા છે. તો દૂરદર્શન-રેડિયોના ક્ષેત્રોમાં તપોધન કુટુંબ પણ પ્રચલિત છે. મધ્યકાળના ત્રિકમજી સાહેબ જેવા સંતકવિ ખાસી નામના પામ્યા છે. સ્વામી તેજાનંદ જેવા સિદ્ધ પુરુષની પણ વ્યાપક ઈતિહાસે નોંધ લીધી છે. બોલવામાં શૂરો-પૂરો આ સમાજ સાહિત્યિક છાંટવાળી ભાષા પ્રયોજે છે ખરો પણ સાહિત્યિક ગુણોની અપેક્ષાએ એ સ્તરનું બનતું નથી. આ સમાજમાં જેને 'શુદ્ધ' સાહિત્યકારો કહી શકાય એવા અલ્પાતિઅલ્પ માત્રામાં હાલ કાર્યરત છે. ભૂતકાળમાં સાહિત્ય તરફ આ સમાજનો ઝોક શિક્ષણના અભાવે ઓછો રહ્યો, છતાં જયોતિષ વિદ્યાના સંદર્ભે ભડલીવાકયોની પદ્ધતિનું છૂટુંછવાયું લખનાર-બોલનાર હવે નામશેષ થઈ ગયા છે. વર્તમાનમાં શિક્ષણના પ્રચાર-પ્રસારે આ સમાજમાં બૌદ્ધિક પ્રતિભાઓને ખિલવવાનું કામ કર્યું છે. પોતે જ રચેલી, સર્જેલી વાર્તાઓ, બોધકથાઓ જેવું કશું અસ્તિત્વ નથી, તેમ છતાં અન્યરચિત વાર્તાઓ, કથાઓ, ટુચકાઓ આ સમાજની વ્યકિતઓ પાસેથી મળી આવે છે. ઉખાણાં, કહેવતો, રૂઢિપ્રયોગો થોડા આગવા અને પ્રચલિત છે, તે બધું બીજા સમાજ કરતાં આ સમાજના કંઠે રમતું હોય છે, જે અન્ય સમાજ કરતાં આ સમાજને જુદો પાડે છે.

ગુજરાત જેવા પ્રાંતમાં અત્યાલ્પ સંખ્યામાં રહેતો આ સમાજ 'અતિપછાત' જ્ઞાતિઓમાંનો એક ગણાય છે પરંતુ વિકાસશીલ સમાજ છે. વ્યાપક રીતે કેટલીક જ્ઞાતિઓ પરોપજીવી હોય છે એટલે કે બીજી જ્ઞાતિઓના આધારે જીવે-ટકે એટલે જે જ્ઞાતિઓ આધાર બનતી હોય એની સદ્ધરતા પર પરોપજીવી

જ્ઞાતિઓની સુખાકારીનો આધાર હોય છે, પણ હવે સમય બદલાયો છે. શિક્ષણ ફેલાયું છે. માનસિકતાઓમાંથી દાસ્ય ગયું છે. સ્વનિર્ભરતા, આત્મવિશ્વાસ, આત્મશ્રદ્ધા અને કશુંક કરી છૂટવાની ભાવનાથી નવી પેઢી ઉછરી રહી છે. દિવાસાના દિવસે કે ઉતરાયણના દિવસે યજમાનોને ત્યાં દાન-દક્ષિણા લેવા જવાની બાબતને પોતાનો હક્ક ગણતો આ સમાજ હવે દાન-દક્ષિણા તરફ દુર્લક્ષ સેવતો થયો છે. સરકારી નોકરી કે ખાનગી નોકરી કે સ્વનિર્ભર ધંધા તરફ એની નજર વળી છે. પોતાની પાસે પણ બુદ્ધિશકિત છે, એવી પ્રતીતિ ઝીલવાનો અને ટકાવી રાખવાનો આત્મવિશ્વાસ વધ્યો છે.

લેખાંતે કહેવું જોઈએ કે કોઈ જનસમૂહ જ્ઞાતિની રીતે ટકે એમાં જેટલા ગેરલાભો છે એનાં કરતાં લાભો ઓછા છે. જો જ્ઞાતિ-અભિમાન ટકસે તો જ્ઞાતિપ્રથા ટકશે અને જ્ઞાતિપ્રથાથી આ ઉપખંડને કેટલું નુકશાન થયું છે, થઈ રહ્યું છે એ કહેવાની જરૂર નથી. ગરો સમાજના કેટલાક બુદ્ધિજીવીઓ પોતાની જ્ઞાતિનો ચોર્યાસી બ્રાહ્મણોના સમાજમાં સમાવેશ થાય અને બ્રાહ્મણોની સમગ્ર ચોર્યાસી પંચ-બ્રહ્મસમાજ મળે ત્યારે પોતાની જ્ઞાતિને પણ બોલાવવામાં આવે એવું ઈચ્છે છે, પણ એમ કરવામાં ઈચ્છવામાં તો આડકતરી રીતે અસ્પૃશ્યતાથી પોતાની જ્ઞાતિ બચે એ જ આશય છે. બળેવને દિવસે ભલે આ સમાજના પુરુષો જનોઈ બદલતા હોય, પણ માનસ બદલવાની જરૂર છે એમ કહેવું જોઈએ. ઉપનયન સંસ્કારમાં આસ્થા રાખવા કરતાં સંસ્કારમાં જ આસ્થા રાખવાથી પ્રેય અને પછી શ્રેયનો માર્ગ-માર્ગો મોકળા થતા હોય છે.

**સંગીત/નાટ્ય અને સાહિત્ય :**

અગાઉ કહ્યું તેમ આ સમાજમાં પારંપરિક સાંગીતિક વિશેષો નથી એટલે  વિશેષ વાદ્યો બનાવવા વગેરે આ સમાજ પાસે કંઈ નથી. અલ્પસંખ્યક સમાજ હોવાથી એના પોતાના ખાસ કહી શકાય એવા ગાણાં, નૃત્યો નાટકો નથી. પૌરાણિક કથાઓનું જ્ઞાન હોવાથી યજમાનોમાં એવી કથાઓ ઉપદેશની રીતે કહેવાની આવડત આ સમાજ પાસે પરંપરાથી રહી છે. લગ્નગીતો, મૃત્યુગીતો કે વારતહેવારના ગીતો માટે કશી આગવી વિશેષતા નથી. છતાં કેટલાક કુટુમ્બોમાં કથાકાર-આખ્યાનકાર પાક્યા છે. સંગીતમાં કેટલાક લોકવાદ્યોના કોઈ એક પર હથોટી જમાવી ગાના બજાવતા આજેય જોવા મળે છે. ગાવું, ચીતરવું, બોલવું, જનસમૂહો મળ્યા હોય એમાં વાક્છટાથી જુદા તરી આવવું એ આ સમાજની લાક્ષણિકતાઓ છે. શાસ્ત્રીય રીતે આ લાક્ષણિકતાઓ વિશેષતાઓ નથી બની, એ નોંધવું જોઈએ.

વિનોદ ગાંધી